

સૌ સુમતિ તથા તેના ભાઈઓ.

# અર્પણ પત્રિકા.



## હૃદય-ઝરણાં.

મ્હારા વ્હાલા લાડકવાયા વીરાઓ,

ચિરંજીવી બટુકરામ, ખંડેરાવ, ને ગગનદાસ.

દિવ્ય માતપિતાને ત્યાં જન્મી આપણા વચ્ચે પણ દિવ્ય પ્રેમ ઉદ્ભવ્યો, અને આ સ્વાર્થી જગતમાં જે સ્નેહ ભગિની બાંધવો વચ્ચે અશક્ય હોઇ શકે તે આપણામાં પરાકાષ્ટારૂપ થયો, પ્રભુએ આપણી જનનીને આ જગતમાંથી તેડાવી લઇ એ સ્નેહબંધનોની ગાંઠ વિશેષ બંધાવીને હાલ આપણે એવા દિવ્ય પ્રેમથી ગુંથાયાં છીએ કે ત્હેનો ખરો મર્મ તો આપણાં અરસ્પરસ હૃદયો જ જાણે છે. પવિત્ર પ્રિય પિતાજીની શીતળ છાંયડી નીચે હજી એ હૃદયો સાથે જ પોષાય છે ને એ હૃદયમાંથી એકનાં આ હૃદય-ઝરણાં છે, તે, ત્રણે હૃદયો સાથે જોડવાં એ જ યોગ્ય લાગવાથી આ કાવ્યસંગ્રહ તમો ત્રણ અત્યંત વ્હાલા વીરાઓને હું હૃદયના અગાધ પ્રેમની ઉર્મિ સાથે, અર્પણ કરું છું.

તમારી વ્હાલી

ભગિની સુમતિ.

श्री हरिः

# અનુક્રમણિકા.

# હૃદયઝરણાં.

## પુરસ્કરણલેખ.

" There is nothing the body suffers that the soul may not profit by." GEORGE MEREDITH.

આ સંગ્રહમાંનાં કાવ્યોના ઉદ્‍ભવ વિશે વાચકને માહિતી આપવાની ખાસ જરૂર છે. તે વિના એ કાવ્યોનો પરિચય જોઇયે ત્હેવો થવો કઠણ છે. કાવ્યોમાં અવિશદતા છે એમ કહેવાનું તાત્પર્ય નથી; વિશદતાનો ગુણ તો લગભગ બધાં કાવ્યોમાં પ્રત્યક્ષ છે. પરંતુ જે હૃદયમાંથી આ ઝરણાં નીકળ્યાં તે હૃદયની વિશેષ પરિસ્થિતિ અને અન્તઃસ્વરૂપનું જ્ઞાન થવાથી એ ઝરણાંનાં જળનો આસ્વાદ ખરી રીતે થઇ શકશે.

આ કારણથી આ કાવ્યોની રચનારી બાલિકા વિશે જરૂર જેટલી જાત-માહિતી પ્રગટ કર્યા વિના ચાલશે નહિ. આ કાવ્યોની રચનાનો આરમ્ભ સ્વ. સૌ. સુમતિની ૧૯ વર્ષની ઉમર પૂરી થતા પ્હેલાં થયો હતો; તે વખતે પણ જે દુઃખકર રોગે હેના ઐહિક જીવનનો અકાળે અન્ત આણ્યો તે રોગની પીડાથી એ અસ્વસ્થ દશામાં જ હતી. અને ઈ. સ. ૧૯૧૧ ના જુલાઈની ૯ મી તારીખે જે પ્રભુનું નિરન્તર રટન આ બાલિકાનું હૃદય કરતું હતું ત્હેની સમીપ જઈ એ પરમ સુખની અધિકારિણી થઈ, ત્હેના થોડા માસ પ્હેલાં કાવ્યરચનાની પ્રવૃત્તિ રોગપીડાની તીવ્રસ્થિતિને લીધે, બન્ધ થઈ હતી. આટલી હકીકતમાંથી બે વાતો મુખ્ય ધ્યાનમાં રાખવાની છેઃ—(૧) આ કાવ્યપ્રવૃત્તિ બે ત્રણ વર્ષની મુદતની જ હતી, અને યૌવનના આરમ્ભ કાળની હતી; અને (૨) બધાં કાવ્યો રચતી વખતે લાંબા કાળના રોગથી અધિક અલ્પ અંશે એ કાવ્યોની રચનારી પીડાગ્રસ્ત રહેતી હતી. વિશેષમાં એ રોગના ભેગું અસ્વ-સ્થતાનું તીવ્ર સ્વરૂપ ભળેલું હતું તે વાતે આ કાવ્યો ઉપર અમુક પ્રકારનો રંગ ઢાળ્યો હોવાનો સંભવ છે.

બે ત્રણ વર્ષની ટૂંકી મુદતમાં* આ કાવ્યો ઉપરાંત બીજી અનેક રચનાઓ—ન્હાની વાર્તાઓ, નાટક, ઇત્યાદિ—પણ આ યુવતીના હાથે લખાઈ પ્રગટ થયેલી છે; તેથી ઊપજતા આશ્ચર્યનો ખુલાસો મળી શકે એમ છે. સ્વ. સૌ. સુમતિ જેવી nervous પીડાની સ્થિતિવાળાં મનુષ્યોને શરીરની અસ્વસ્થતાનો ઊભરો વ્હેવડાવનારો માર્ગ પ્રબલ વેગથી માનસિક વ્યાપારોના સંચલનમાં સુલભ થાયછે. (સૌ. સુમતિ એમ કહેતી હતી કે પ્રબલ રોગની વેદના પછી તરત એ કાવ્યરચના સરસ રીતે કરી શકતી હતી.) એ વ્યાપાર ઘણીવાર અનિષ્ટ રૂપમાં પ્રગટ થાયછે; અકારણ ઉશ્કેરાઈ જવું, ભ્રમિષ્ઠતા, ઉન્માદ, ઇત્યાદિ ખેદકારક પરિણામોમાં એ વ્યાપારની પ્રવૃત્તિ જઈને અટકે છે. આ પ્રસંગમાં એ અનિષ્ટ દશામાં પરિપાક થતો રોકાઈ કવિત્વના મોહક પ્રદેશમાં આ માનસિક સંચલનનો પ્રવાહ વળ્યો એ અભિનન્દનયોગ્ય પરિણામથી સર્વેને અસાધારણ લાભ થયો;—એ વ્યાપાર પ્રવર્તાવનારી યુવતીને ઊંચા પ્રકારના આનન્દ અને આશ્વાસનનો લાભ, ત્હેનાં સ્નેહી સંબન્ધીઓને શીતળ સંતોષનું સુખ અને ગુર્જર વાચક વર્ગને આ કવિત્વસાહિત્યથી થતા આનન્દનો લાભ. ઉપર આરમ્ભમાં મૂકેલું મેરિડિથનું વચન સુમતિને સંબન્ધે સાર્થક બન્યું.

આ સુભગ પરિણામનું ઈશ્વરકૃપા અને ઈશ્વરદત્ત શુભ પ્રેરણા એ કારણ બાજુ ઉપર રાખતાં મુખ્ય કારણ પિતાના ઘરના શિક્ષણાદિ સંસ્કારમાં જડે છે. શાળાના શિક્ષણમાં લાંબો કાળ ગયો ન્હોતો છતાં, સ્વ. સૌ. સુમતિને પિતા તથા ત્હેમના મિત્રો તરફથી સંસ્કૃત તથા અંગ્રેજી ભાષા અને સાહિત્યના ઊંચા સંસ્કારનો લાભ મળ્યો હતો. અલબત એ સર્વ સંસ્કાર લેનારની પાત્રતાનો અંશ તો પ્રધાનરૂપે વ્યાપાર ચલવનારો હતો. નહિ તો સુફળ આ પ્રકારનું અશકય જ.

આ કાવ્ય સંગ્રહમાં સ્થળે સ્થળે અંગ્રેજી કવિ બ્રાઉનિંગ તથા મિસિસ બ્રાઉનિંગની રચનાઓનાં રૂપાન્તરાદિ નજરે પડે છે. ત્હેનું મૂળ સુમતિના પિતાના

---

* 'પ્રભુપ્રસાદી' નામથી પ્રગટ કરેલો ઈશ્વરભક્તિપરાયણ કાવ્યનો સંગ્રહ પણ નૉવ્હે–ડીસે. ૧૯૦૮ માં જ ઉત્પન્ન થયો હતો. એ કાવ્યો તો દક્ષિણની મુસાફરી કરતી વખતે અને કેટલાંક તો ડોળીમાં બેઠે બેઠે રચેલાં હતાં.

મિત્ર, બ્રાઉનિંગના પરમપૂજક, મિ૦ બારજોરજી પાદશાહે અર્પેલા સંસ્કાર અને ઉત્તેજનમાં હતું.

મ્હારું માનવું એમ છે કે ગુર્જર કવિતાના પ્રયાસમાં સફળતા મેળવવા માટે પ્રથમ ભાષાન્તર, પછી અનુકરણ, સંયોજન adaption વગેરે પ્રકારો, અને છેવટે સ્વતઃકલ્પિત રચના, એ ક્રમમાં કવિત્વની પ્રવૃત્તિ થવાથી લાભ છે. સૌ. સુમતિની રચનાપ્રવૃત્તિ કાંઇક અંશે એ માર્ગે જ ગયેલી જણાયછે. કાંઈ નહિં તો આરમ્ભ તો ભાષાન્તરથી જ કર્યો હતો એમ લાગેછે. પણ ત્હેમાંથી સ્વતઃકલ્પિત પ્રયાસમાં ઝડપથી જ સંક્રમણ કર્યું હતું. આ સંગ્રહમાંનાં પ્રથમ ત્રણ કાવ્યો ભાષાન્તર છે અને પછી ૭ કાવ્યો સ્વકલ્પિત છે. પણ વળી ભાષાન્તરાદિક પણ વચમાં વચમાં ગૂંથાયલાં છે. એકંદર ભાષાન્તરાદિકની સંખ્યા પ્રમાણમાં ઓછી છે. આ કાવ્યસંગ્રહમાં ૧૧ ભાષાન્તર* છે, ૫ સંયોજન છે, અને ૨ અનુકરણ છે, બાકી ૪૦ સ્વતઃકલ્પિત કાવ્યો છે.* આ ઉપરથી જણાશે કે સ્વતઃકલ્પિત અને ઇતર વર્ગનાં કાવ્યો કાલક્રમ જોતાં અંદર અંદર ગૂંથાઈ ગયેલાંછે. આ ઉપરથી કાંઇક તર્ક થઈ શકે કે સૌ. સુમતિની કવિત્વપ્રવૃત્તિયે છેવટનું કાયમ ઠરેલું સ્થાન લીધું ન્હોતું. ઈશ્વરે એ યુવતીને લાંબું આયુષ્ય આપ્યું હોત તો આ દિશામાં સુસ્થિરતા આવત એમ સંભવ કલ્પી શકાશે. સ્વતઃકલ્પિતકાવ્ય પ્હેલપ્રથમ નં૦ ૬ વાળું રચાયું, ત્હેની તારીખ ૨૬-૧-૧૯૦૯ છે; અને કાલક્રમે છેક છેવટનું કાવ્ય નં૦ ૫૬ વાળું છે, જે તા૦ ૩-૧-૧૯૧૧ ને દિવસે સંપૂર્ણ થયું હતું. અર્થાત્ ત્રણ વર્ષની સંકુલ કવિત્વપ્રવૃત્તિને વિશે, અસાધારણ વ્યાધિનાં વિઘ્નોની વચ્ચે, રચનાશૈલીની સ્થિરતા પ્રાપ્ત થવી એ અશક્ય વાત છે.

આ કાવ્ય સંગ્રહમાંનાં કેટલાંક કાવ્યો વિશે થોડાક ખુલાસા આવ્યાથી સુગમતા થશે.

---

* નંબર ૧-૨-૩-૧૦-૧૪-૨૪-૩૩-૪૯-૫૧-૫૩-૫૬;—એટલાં ભાષાન્તર છે;
નંબર ૨૩-૩૬-૪૭-૫૭-૫૮;—એ સંયોજન છે;
નંબર ૧૬ તથા ૨૨ અનુકરણ છે; અને
નંબર ૪ થી ૯, ૧૧, ૧૨, ૧૩, ૧૫, ૧૭ થી ૨૧, ૨૫, ૨૭ થી ૩૨, ૩૪ થી ૪૬, ૪૮, ૫૦, ૫૨, ૫૪ અને ૫૫ એ સ્વતઃકલ્પિત છે.

નં૰ ૧ "વીરની વિધવા"—એ કાવ્ય ટેનિસનના Home they brought her warrior—એ કાવ્યનું ભાષાન્તર છે. નં. ૨ "શ્રીમતી કામિની"—એ ટેનિસનના Lady Clare નામના કાવ્યનું ભાષાન્તર છે.

નં. ૩. "યાચકપુત્રી"—એ ટેનિસનના The Beggar Maid નામના કાવ્યનું ભાષાન્તર છે.

નં. ૧૦ "નિદ્રાદેવી" એ કાવ્ય વર્ડ્સ્વર્થના To Sleep એ મથાળાના સૉનેટ ઉપરથી કરેલુંછે. શબ્દશઃ ભાષાન્તર નથી જણાતું પણ કલ્પના, વિચાર, સર્વ અસલ ઉપરથી જ લીધેલાંછે.

સૌ. સુમતિ પોતે રોગપીડાની દશામાં નિદ્રાનું સુખ કદી કદી મેળવી ન્હોતી શકતી તે અનુભવને પરિણામે આ સૉનેટ ભાષાન્તર માટે લીધું લાગેછે.

નં. ૧૪ "નિર્મિત દશા"—તે ઇબ્સનના Brand નામના નાટકમાંથી (અંક ૧ પૃ–૧૧ મે આવેલી) પંક્તિયોનું લગભગ ભાષાન્તરરૂપ જ છે.

નં. ૨૪ "ઉષાનો અનિરુદ્ધ પ્રતિ સંદેશો"—એ શેલીના

"One word is too often profaned
For me to profane it;
One feeling too falsely disdained
For thee to disdain it;"

ઇત્યાદિવાળી સુપ્રસિદ્ધ અને ઊંડા અને ભેદભરેલા ભાવોથી વિશિષ્ટ કાવ્ય ઉપરથી રચેલુંછે. આ કાવ્યને "ઉષાના સંદેશા"નું નામ આપીને અનુકરણ કે હેવી કૃતિનું બાહ્ય રૂપ આપ્યુંછે ખરું; પરંતુ તત્ત્વતઃ એ ભાષાન્તરના માર્ગમાં જ દાખલ કરવાને વિશેષ પાત્ર છે. આ ઠેકાણે સ્વીકારવું પડશે કે ઉષાનો અનિરુદ્ધને સંદેશો કરીને કહેવાથી કશું પ્રયોજન સચવાતું નથી, એટલું જ નહિ પણ મૂળ કાવ્યમાં અપ્રાપ્ય સુન્દરી તરફની માનવપ્રેમના દૂષિત ભાવ કરતાં ઊંચા પ્રકારની સ્નેહભાવના માટેનાં ઉપાદાનો—શેલી, તે સુન્દરી, જનમંડળનાં બન્ધન, ઇત્યાદિક ઉપાદાનો—ઉપર એ કાવ્યનું હાર્દ અને સૌન્દર્ય સ્થપાયાંછે ત્હેને આમ ઉષાનો સંદેશો કરીને મૂકવાથી કથળાવી નાંખ્યા જેવું થાયછે. ઉષા અને અનિરુદ્ધ એ અમાનુષ વ્યક્તિયો છે એ ખરું પરંતુ એ બેનો પ્રેમ-

બન્ધ માનવ પ્રેમના પ્રતિબિમ્બરૂપ જ છે. અને હેમાં પ્રેમપાત્રની અપ્રાપ્યતાને અવકાશ જ નથી; તેથી આ ક્ષતિ થાયછે. શેલીના કાવ્યની એ અપ્રાપ્યતાના અંશની ગોઠવણુ ગુજરાતીમાં આણુતે કાંઈ સંકોચ લાગવાથી આ યોજના થઈ હશે કે કેમ તે કહી શકાતું નથી. આપણા સંસારમંડળમાં ગમે તે કારણથી હેવી સ્થિતિ ઉત્પન્ન થવાના પ્રસંગ અતિ વિરલ છે તેથી પણ આ યોજના કરી હોય. ગમે તેમ હો, પણ મૂળ કાવ્યના ઊંડા તત્ત્વનું વિકાસન થતું એ યોજનાથી અટકી જઈ રસક્ષતિ થઇછે.–આ સ્વીકાર કરવામાં સૌ. સુમતિને અન્યાય આપવાની ઇચ્છા લગારે નથી. વસ્તુસ્થિતિનું દર્શન કરવું એ ફરજ છે.

નં. ૩૩. “યોગિરાજ”–તે બ્રાઉનિંગ કૃત Ferishta's Fancies ઉપરથી રચેલુંછે.

નં. ૪૯ “શ્વેતજ્વાળા”નું મૂળ “The Outlook” નામના પત્રમાં ફ્રાન્સીસ હોલ્ડન સીવરના White Flame નામના કાવ્યનું ભાષાન્તર છે. મી૦ બરજોરજી પાદશાહે એ કાવ્ય સૌ. સુમતિને ભાષાન્તર કરવા લાયક કહીને આપ્યું હતું.

નં. ૫૧ “મ્હારી મૂર્તિયો” તે ઈલિઝાબેથ બ્રાઉનિંગના “Idols” ઉપરથી છે.

નં. ૫૩ “મૃત્યુદ્વારા જીવન” એ ઈલિઝાબેથ બ્રાઉનિંગના “Visions of Life and Death” એ નામના કાવ્ય ઉપરથી કરેલુંછે.

નં. ૫૬. “વિશ્વેશ સમાન કોણ”–એ ઇલિઝાબેથ બ્રાઉનિંગના The Image of God નામના કાવ્ય ઉપરથી છે.

હવે સંયોજનો લઇયે:–

નં. ૨૩–“વિદ્યાર્થી”–એ સાઉધીના “The Scholar” ઉપરથી સંયોજ્યુંછે.

નં. ૨૬. “પૃથ્વીપતિ રાજન્ અને દિવ્ય મેષપાલ બાલક”–એ બ્રાઉનિંગના સુપ્રસિદ્ધ કાવ્ય નામે “Saul” ઉપરથી સંયોજન કરી રચ્યુંછે. આ કાવ્ય વિશે બે બોલ બોલવાનું મન થાયછે. બ્રાઉનિંગની કાવ્યરીતિના

અન્તર્ગત દોષોથી કેવળ વિમુક્ત, અને કલાવિધાનના અંશોથી ભરપૂર આ હેનું Saul કાવ્ય અનુપમ કલ્પનાના ભારથી વિશેષ ગુણવાળું છે. હેનું સંયોજન કરવું એ અતિ વિકટ કાર્ય છે. છતાં બહુ અંશે સૌ. સુમતિનો આ પ્રયાસ વિજયી નીવડયો જણાયછે, અને હેનામાં આ પ્રકારની રચનાની શક્તિના અંકુર પ્રગટ કરેછે હેમાં શક નહિં. તથાપિ મૂળ કાવ્યમાંના કેટલાક અંશો આપણા આ દેશના ઇતિહાસ, સંપ્રદાય, ઇત્યાદિકના ભેદને લીધે, આપણી સાથે અસમાન હોવાથી ત્હેનાં પ્રતિબિમ્બ આ સંયોજનમાં પાડતે મૂળની છાયા નબળી નિસ્તેજ પડી ગઇછે એ પણ સ્વીકારવું પડશે. ઉદાહરણ તરીકે ડેવિડ અને સૉલનો બાઇબલમાંથી પ્રાપ્ત થયેલો સંબન્ધ, એ બેના સ્વભાવાદિક, એ સર્વનું પ્રતિબિમ્બ તો પડયું જ નથી,–પડવું અસંભવિત જ છે; *કોક રાજા અને કોક મેષપાલ બાલ–એ મૂર્તિયો મૂળની પેઠે હૃદયમાં સંસ્કાર પાડતી નથી; મૂળમાં છેવટે પ્રગટ કરેલી ક્રાઇસ્ટની અને ક્રાઇસ્ટે માનવ-કલ્યાણાર્થે સ્વીકારેલા ઉત્કટ આત્મબલિદાનની ભાવના માટે યોગ્ય પ્રતિબિમ્બને અભાવે રામ અને કૃષ્ણના અવતાર અને લોકહિતનાં, સરખામણીમાં ઉતરતાં, કૃત્યો વિશે ઉલ્લેખ કર્યો છે તે જીવહીન બનેછે. પરંતુ તે માટે ઉપાય નથી.

નં. ૪૭. "પ્રભુની પ્રતિમા"–સં. ૧૯૬૬ ના કાર્તિકના "વસન્ત"માં "રાજકન્યા અને ભરથરી" એ મથાળાની એક વાર્તા–Richard Le Galliene ની લખેલી જૂન ૧૯૦૯ ના Harper's Magazine માં અંગ્રેજીમાં પ્રકટ થયેલી–"The Stolen Mirror" નામની–ત્હેના ભાષાન્તરરૂપે આવી હતી. તે ઉપરથી આ કાવ્યનું સંયોજન થયેલું જણાયછે. ત્હેમાં કેટલાક ફેરફાર કરવાની છૂટ લીધેલી જણાયછે–પણ તે કલાવિધાનનાં તત્ત્વો માગી લે હેવા ફેરફાર છે. જરાક વિગતવાર દર્શન કરિયે. મૂળ કથામાં તો સીધા ક્રમમાં વાર્તા સરેછે;–રાજકન્યા આરસી લઇ પોતાનું સૌન્દર્ય નિરન્તર જોતી, તેથી હેની મૂર્તિ જ હેમાં છપાઇ ગઇ હતી; એક પક્ષીની ચીસ સાંભળીને પોતે

---

* મૂળ કાવ્યનું નામ Saul એમ એક શબ્દથી જ અનેક સંસ્કારોદ્બોધક છે; ત્યહારે આ સંયોજનમાં મૂકેલું લાંબું નામ વિશિષ્ટ મૂર્તિને અભાવે કાંઇ ધ્વનિ જગાડતું નથી; આ એક સૂચક વાત છે

મ્હીની, મ્હીકથી હાથમાંથી આરસી સરી પડીને ગૉખમાંથી નીચે ખીણુમાં ગુમ થઈ; તે રસ્તેથી અકસ્માત્ જતા ભરથરીએ આરસી દીઠી અને ઉપાડી લીધી; (ભરથરીનું અલૌકિક સંગીત હેને સંતોષ હાલ ન્હોતું આપતું એ વાત આવેછે); આરસીમાં રાજકન્યાની સુન્દરતા દીઠી; પોતે તે વેચીને ભૂખ ટાળી નહિં શકે એમ જાણ્યું; પણુ સુન્દરમૂર્તિ જોવાથી આનન્દમાં સર્વે ભૂખદુઃખ ભૂલી ગયો; આરસીની શોધ ચાલી; ભરથરી ન્હાસતો ફર્યો; આરસી કોઇને આપી નહિં; આખરે એક વૃદ્ધ મહાત્માની મદદ રાજકન્યાએ લીધી; તે મહાત્મ-ભરથરી કને ગયો; બીજી આરસી બતાવી, ત્હેમાં–

"અનન્ત વિશ્વની અકળ સૃષ્ટિરચના, આકાશમાં ગુંથાયલા અસંખ્ય તારલાઓ, ભેખડમાં થઈને વ્હેતી પ્રચંડ નદીઓ, તરઙ્ગો ઉછાળતા મહા સમુદ્રો, પૃથ્વીના પડમાં છૂપાયલાં અનેક પુષ્પો, રાત્રિયે પ્રકાશ નાંખતી ઉજ્જ્વલ ચન્દ્રિકા, અનન્ત અખંડ પ્રભુનો સંદેશો અહિં પૃથ્વીની પ્રજાને ક્‌હેનારાં ગગનચુમ્બિ ગિરિશૃઙ્ગો–" ભરથરીને જણાયાં; પેલી પ્રથમની આરસી તરત પાછી આપી દીધી; રાજકન્યાની સુન્દર મૂર્તિ તે તો "સ્વપ્નવત્ ક્ષણુભંગુર પુષ્પ છે; પ્રભુની અગણિત ખીણોમાં ઊગેલાં હજારો પુષ્પમાંનું એક પુષ્પ છે;"–પણુ બીજી આરસીમાં તો "અનન્ત સૌન્દર્ય, સ્વર્ગીય એકતા અખંડ જ્યોતિ છે." રાજ-કન્યા પણુ આરસી પાછી મળવાથી સુખી થઈ નહિં; "એક સામાન્ય ભર-થરીને પોતાની મુખાકૃતિની સુન્દરતા કરતાં પ્રભુજ્યોતિની સુન્દરતા અધિક પ્રિય લાગી હતી."

હવે સૌ. સુમતિયે કરેલા ફેરફાર જોઇયે.–

કાવ્યમાં ૭ આલેખન છે; પ્રથમ આલેખનમાં રાજકન્યાના નગરનું, મહેલનું, રાજકન્યાના સૌન્દર્યનું, વર્ણુન આપી આરસી સંબન્ધી હકીકત અને હેમાં રાજકન્યાની મૂર્તિનું બિમ્બ વર્ણવ્યુંછે;

પછી સીધો ક્રમ તજી કલાવિધાનને અનુરૂપ ક્રમભંગ કરી બીજા આલેખનમાં નગર પાસેના અરણ્યનું, ત્ય્હાં ફરતા ભિક્ષુકનું, હેની બંસીનું અને ત્હેના સંગીતનું સુન્દર વર્ણુન કરી, ત્હેમાંથી અસાધારણુ કલ્પનાયુક્ત બોધ દર્શાવ્યોછે:–

નિર્દોષતા મહિં રહ્યા સઘળા ગુણો જો,
જો શુદ્ધતા થકી બને વળી શત્રુ મિત્રો,
ને જો પ્રભા સજીવ ઉપર આ પડેછે,
તો સત્ય જીવ સુધી તે નવ પ્હોચશે કે ?
એ વિમળતા નિર્દોષતા નક્કી કરે દૈવી કૃતિ,
ને મધુર સ્વરનું ગાન પણ દે મદદ કાર્ય મહિં અતિ;
ચેતન ઉપર યદિ અસર ભિક્ષુક એહથી હાવી કરે,
તવ પરમ ચેતન સૂધી તો તે કાં નહિં પ્હોંચી સકે ?

આ અંશ મૂળ કરતાં નવીન ઉમેરેલો કાવ્યમાં સૌન્દર્ય વધારેછે. ત્રીજા આલેખનમાં પ્રભાતકાળના વર્ણન પછી રાજકન્યા ઝરૂખામાં આરસીમાં મુખ જોતી બેઠીછે તે વખતે વન તરફથી એક પક્ષી ઊડી આવ્યું; અને પક્ષીના સૌન્દર્યથી લોભાઈ હેને પકડવા જતાં આરસી સરી પડી એમ બનાવ મૂકયો છે. (મૂળ વાર્તાથી આટલો ફેરફાર કર્યોછે તે પણ સુરુચિયુક્ત છે); આરસી-વિયોગથી રાજકન્યાનો શોક વર્ણવ્યોછે.

ચતુર્થ આલેખનમાં–વળી બીજો સુન્દર ક્રમભંગ કર્યોછે; અને આ-રમ્ભ પણ કલાયુક્ત છે; પક્ષીને હૃદયના ઉદ્દ્ગાર કરતું સંબોધન જ પ્રથમ મૂકીને ભિક્ષુકનાં વચન કહી–ભિક્ષુક પક્ષીની પાછળ પાછળ ભટકતો નગરમાં આવ્યો, એ પૂર્વ વૃત્તાન્ત તૃતીય આલેખનની પછી મૂકી,–એ આલેખનમાં સરી પડેલી આરસી ભિક્ષુકે ઉપાડી લીધી એમ અરસપરસ ક્રમોની સાંકળી ગૂંથનારી વાર્તારચના કર્યાથી કલાનું સુન્દર વલણ જ આવેછે.

પંચમ આલેખનમાં યોગીનું વાસસ્થાન, યોગી, વગેરે વર્ણવી રાજકન્યાના પુરજનોની યોગીને વિનતિ, અને આરસી પાછી આણી આપવાનું યોગીનું વચન–એટલું છે. ષષ્ઠ આલેખનમાં–યોગી ભિક્ષુક કને આવી પ્રભુની દિવ્ય-તાનું સૌન્દર્ય વર્ણવેછે, અને પ્રભુ ઉપર પોતાનો અનન્ય પ્રેમ દર્શાવી તે પ્રેમની પરીક્ષા કરવા પોતે એક આરસી ઉપર નજર નાંખી પ્રભુની પ્રતિમા ઉતારીછે, ને

"મુજ હૃદયની એ પ્રેમમૂર્તિ દર્પણે ચિત્રિત થઈ,
ને તે દિવસથી પ્રેમની ખૂબી બાળુડા! મ્હેં છે લહી."

એમ કહી ભિક્ષુકના હૃદયમાં દૈવી વિશુદ્ધિ અને દિવ્યગાનકળા છે ત્હેનું દિવ્ય સ્વરૂપ ઉઘાડીને ભિક્ષુકના હૃદયના ઊંચા સ્વરૂપને સંબોધ્યુંછે.

"એ'વે પ્રકારે પ્રેમનું સિદ્ધાન્ત મ્હેં છે સ્થાપિયું,
ત્હેવું જ ત્હેં સંગીતને ને શુદ્ધિને પદ આપિયું."

એમ કહી

"પ્રભુના હે કૃપાપાત્ર માત્ર ત્હારો વિલમ્બ છે.
ભેટ મૂર્તિ રહી આંહિં"

એમ આકર્ષણ કરનારું દિવ્ય પ્રલોભન યોગી મૂકેછે. તે આકર્ષણ સપ્તમ આલેખનમાં—સફળ થાયછે; ભિક્ષુક પોતાની મેળે જ યોગી કનેની આરસી ઝડપી લેછે, અને રાજકન્યાની આરસી ફેંકી દેછે.

મૂળ વાર્તામાં અને આ છેવટનાં બે આલેખનોમાં હાર્દ અને પરિણામી બોધ વગેરેમાં સ્વરૂપગત ફેરફાર આવ્યાછે. મૂળ વાર્તાના છેવટમાં યોગીની આરસીમાં બતાવેલાં વિશ્વનાં અદ્ભુત સૌન્દર્યનાં સૂચક સૃષ્ટિસ્વરૂપોનાં દર્શન, આ કાવ્યમાં છોડી દીધાંછે તે ઊનતા તરીકે ગણીશું? કદી નહિ. એ ફેરફારથી એક વિશિષ્ટ હાર્દ અને અધિક ખૂબી આ કાવ્યના અન્તભાગની યોજનામાં દશ્યમાન થાયછે. આત્મસૌન્દર્યને પરમ પ્રિય ગણનારી—પૂજનારી—તુચ્છ વૃત્તિ રાજકન્યાની હતી તે સાથે ઉન્નત પડછો દેખાડવાને માત્ર સૃષ્ટિનાં સ્વરૂપોનાં સ્થૂલ દર્શન કરતાં વિશેષ સમર્થ વસ્તુ આ કાવ્યમાં ઉપસ્થિત કરાઈછે. રાજકન્યાની આરસીમાં હેના મુખની કાયમ છાયા, અને યોગીની આરસીમાં પરમ સુન્દર પ્રભુની કાયમ છાયા,—એમ સ્પષ્ટ વિરોધનું દર્શન આ રીતે સબળ થાયછે. પ્રભુની પ્રતિમાનું—જડ મૂર્તિનું નહિં પણ દિવ્ય ભાવનાનું—ભક્તના હૃદયમાંના પ્રેમ બળમાંથી ઉદ્ભાવન, એ જ્યોતિનું અભિસ્રવણ, આ કલ્પનાથી સમર્થ અને સચોટ બનેછે. યોગી પોતાની આરસીમાં જોતો તો શું દેખતો? પોતાનું પ્રતિબિમ્બ નહિં:—એ તો સર્વ કોઈ પોતાના ઉપર મોહ રાખનાર દેખે;—યોગી તે ન્હોતો દેખતો, કેમકે પોતાની વ્યક્તિતા આત્મવિલોપનના સામર્થ્યથી ત્હેણે પરમ પિતામાં ડૂબાવી દીધી હતી; અને દિવ્ય પ્રેમના સૂર્યના કિરણોના બળે વિશ્વવ્યાપી પરમ પુરુષનું ચૈતન્યરૂપ પ્રતિબિમ્બ હેમાં પ્રગટ થતું; અને તે સતત બિમ્બનને લીધે કાયમ પ્રતિમા છપાઈહતી.

રાજકન્યા આત્મનિમગ્ન, અને યોગી બ્રહ્મનિમગ્ન, તેથી આ ઉત્કટ ભેદ ઉત્પન્ન થયો. આ કલ્પનારચિત આરસી અલબત અવાસ્તવિક જ હતી. રાજકન્યા અને યોગી બંનેની આરસીઓ તે સ્થૂલ આરસી નહિં પણ પોતપોતાનાં ઊંડાં હૃદય તે જ આરસી હતાં; એટલુંજ કે યોગી પોતાની એ અન્તર્ગુહામાં સત્ય વસ્તુ જોતો અને તેથી કરીને तमात्मस्थं येऽनुपश्यान्ति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् એ પરમ સત્યનું દર્શન રાજકન્યાની અશાન્તિમાં અને યોગીની શાન્તિમાં કરાવાયુંછે. આમ પ્રબળ કલ્પનાબળની આ અપૂર્વ અને નવીન યોજના આ કાવ્યમાં સર્વથા અભિનન્દનીય છે.

નં. ૫૭ "અમર અમરસિંહ" એ બ્રાઉનિંગના Ivan Ivanovitch માંથી સંયોજન છે. પરંતુ માંદગીને લીધે એ સંપૂર્ણ થઈ સકયું નથી. તેમ જ નં. ૫૮ "અન્ત્યજ નમ્બી" એ બ્રાઉનિંગના Abt Vogler ઉપરથી સંયોજવા આરમ્ભેલું એ જ કારણથી અપૂર્ણ રહ્યુંછે.

અનુકરણો બે જ છે—

નં. ૧૬ દીનબાલિકા—તે બ્રાઉનિંગના Pippa Passes નામના કાવ્યની વાર્તાની રૂપરેખા કાને સાંભળી મન ઉપર રહેલા સંસ્કાર ઉપરથી સ્વકૃતિ જેવું રચાયલું કાવ્ય છે.

અને નં. ૨૨ નિમંત્રણ—તે શેલીના—

> "Rarely, rarely comest thou,
> Spirit of delight."

ઉપરથી અનુકરણ છે. અનુકરણ એટલું મૂળને મળતું છે કે ભાષાન્તરના વર્ગમાં આ કાવ્ય મૂકી શકાય. આ કાવ્યમાં સૌ. સુમતિની પોતાના મનની સ્થિતિ—રોગપીડાદિક કારણોથી ઉત્પન્ન થઈ કાયમ જેવી થઈ ગયેલી સ્થિતિ—ની છાયા સ્પષ્ટરૂપે જણાયછે.

બાકી રહેલાં ૪૦ સ્વતઃ કલ્પિત કાવ્યોમાં પ્રધાનરૂપે રહેલાં સ્વરૂપોનું નિરીક્ષણ કરીશું તો આ કાવ્યોના સમગ્રરૂપનો ખ્યાલ સુગમ રીતે આવશે. તે પૂર્વે સર્વે ૫૮ કાવ્યોના બીજી રીતે વિભાગ પાડીશું. આ કાવ્યોના (૧) આત્મલક્ષી, (૨) પરલક્ષી, (૩) મિશ્ર અને (૪) તટસ્થ એમ ચાર વર્ગ પાડિયે.

આત્મલક્ષી અને પરલક્ષીનાં સ્વરૂપ તો સુવિદિત છે. મિશ્ર એ વર્ગમાં કાંઈક છાયા બંનેની આવે, પરલક્ષી જેવા સ્વરૂપમાં આત્મલક્ષી સ્વરૂપ નિગૂઢ હોય, ઇત્યાદિ પ્રકાર આવશે; અને તટસ્થ વર્ગમાં બોધપરાયણ ઇત્યાદિ કાવ્યોનો સમાવેશ થશે. તો એ રીતે નીચે પ્રમાણે વર્ગીકરણ સંભવેછે:–

| | | સ્વતઃકલ્પિત કાવ્યોમાં. |
|---|---|---|
| *આત્મલક્ષી | ૩૦ | ૨૪ |
| પરલક્ષી | ૭ | ૩ |
| મિશ્ર | ૧૦ | ૪ |
| તટસ્થ | ૧૧ | ૯ |
| | ૫૮ | ૪૦ |

આ ઉપરથી તરત જણાઈ આવેછે કે આત્મલક્ષી કાવ્યોનો અંશ સ્વતઃકલ્પિત કાવ્યોમાં અડધા ઉપરાંત છે; અને મિશ્ર કાવ્યોનો સંગ્રહ પણ એ વર્ગના ભેગો કરિયે તો પ્રમાણ વધી જાય. આ સ્થિતિનું નિદાન ઉઘાડું છે. સૌ. સુમતિનું ટૂંકું જીવન, ત્હેમાં કવિત્વપ્રવૃત્તિની કાલમર્યાદા માત્ર ત્રણ વર્ષથી ઓછી, એ અલ્પકાળમાં માનવ જીવનના, વૃત્તાન્તના, વિશાળ પ્રદેશમાં અનુભવજનિત પ્રવેશનો પ્રસંગ અતિશય અલ્પ જ હોય; અને કવિતાની ઉત્પત્તિ હૃદયના ઊભરામાં મૂળરૂપે હોવાથી આત્મલક્ષી કાવ્યમાં જ બહુધા આવિર્ભાવ એ પ્રવૃત્તિનો થાયછે. પરંતુ આ મર્યાદાથી આગળ વધતા અનુમાનમાં ઊતરીશું અને માનીશું કે સૌ. સુમતિમાં પરલક્ષી રચના કરવાની શક્તિ ન્હોતી, તો એ ખોટું પાડવાને આ કાવ્યસંગ્રહમાંનાં પરલક્ષી કાવ્યો ત્રણ તો ત્રણ, અને તે ઉપરાંત "અરવિન્દકુમાર" જેવું East Lynnના નાટકનું ચાતુર્ય અને કલાવિધાનથી થયલું સંયોજન આપણી સમક્ષ ખડાં થશે.

* નીચે પ્રમાણે કાવ્યોનું વર્ગીકરણ ઠીક લાગેછે:—

આત્મલક્ષી–નંબર ૪–૫–૭–૧૦–૧૧–૧૫–૧૮–૧૯–૨૧–૨૨–૨૪–૨૫–૨૮–૩૧–૩૪-૩૫-૩૮–૪૦–૪૧–૪૨–૪૩–૪૫–૪૬–૪૮–૫૦–૫૧–૫૨–૫૪–૫૬ અને ૫૮; કુલ ૩૦.

પરલક્ષી–નંબર ૧–૨–૩–૮–૧૭–૨૬ અને ૨૯; કુલ ૭.

મિશ્ર–નંબર ૬–૯–૧૬–૨૦–૨૩–૩૨–૪૭–૪૯–૫૩ અને ૫૭; કુલ ૧૦.

તટસ્થ–૧૨–૧૩–૧૪–૨૭–૩૦–૩૩–૩૬–૩૭–૩૯–૪૪ અને ૫૫; કુલ ૧૧.

આ સ્વતઃકલ્પિત કાવ્યોમાં—ત્હેમાં આત્મલક્ષી કાવ્યોમાં—સૌ. સુમતિની બન્ધુપ્રીતિ, પિતા તરફની ભક્તિ, ઇત્યાદિ મૃદુભાવનું પ્રદર્શન કરાવનારાં કાવ્યો હેના પ્રેમાળ હૃદયનું સ્વરૂપ દર્શાવેછે, ત્યારે તે સાથે જ એ કાવ્યોમાં ગૂઢરૂપે રહેલી, પણ અન્ય આત્મલક્ષી કાવ્યોમાં સબળરૂપે વ્યાપેલી, ગંભીર ભાવની, શોક, નિરાશા ઇત્યાદિ મન્દતા પ્રેરનારા ભાવોની છાયા પડેલી આપણે જોઇયે છિયે. એ સતત કરુણ ભાવનો નાદ સિન્ધુના સન્ધ્યાકાળે શિલા ઉપર વાગતા શોકધ્વનિ જગાડતા ગાનનું સામ્ય ધારેછે, પરંતુ એ જ સિન્ધુ ઉપર ઉલ્લાસથી ઉછળતા તરંગનું દર્શન એ કાવ્યોમાં થતું નથી. યુવાવસ્થાના આરમ્ભમાં જ પ્રબળ રોગની પીડા, જનની ભગિની ઇત્યાદિનાં મરણ, એ કારણથી મનની વૃત્તિનું બંધારણ કરુણ ભાવ તરફ વધારે વળેલું થાય, અને જીવન અને મરણ તરફ વૃત્તિનું સ્વરૂપ તે રંગથી રંગાય એ સ્વાભાવિક છે. આ કારણોએ સૌ. સુમતિનાં એ કાવ્યો ઉપર અસર કરેલી જણાયછે. પ્રકૃતિનાં અને જીવનનાં સ્વરૂપ તથા પ્રવૃત્તિયોમાં સોલ્લાસ સજીવ રસ લેનારી વૃત્તિ આ કારણથી આ કાવ્યોમાં વ્હેતી નથી. આમ છતાં આ વૃત્તિને મનોવ્યાધિ જેવું સ્વરૂપ આવી જતું રોકવા માટે સૌ. સુમતિને ધાર્મિકતાના જ્ઞાનનું રોધકબળ મદદમાં આવેલું, તે પણ આ કાવ્યોમાં જણાઈ આવેછે. ધર્મબળની પ્રેરણા આ કાવ્યોમાં અન્તર્ગૂઢ વ્હેતી રહેલીછે, અને ભાવવૃત્તિની આ શોકપર સ્થિતિ છતાં, અને કોઈ કોઈ પ્રસંગે ત્હેને લીધે જ, આ કાવ્યોમાં પોતાની વિલક્ષણ મોહની શક્તિ છે. એ સ્થિતિ છે ખરી, પરંતુ માનવ જીવનના વિશાળ અવલોકનથી સંભળાતું the still sad music of humanity (માનવ જીવનનું ધીર કરુણગાન) આ કાવ્યોમાં ધ્વનિત થતું નથી, તે ઉપર કહેલી સૌ. સુમતિના જીવનની મર્યાદા ઉપરાંત અનુભવથી જ પ્રાપ્ય સંસ્કારના અભાવનું જ પરિણામ છે. કવિતાની એ કક્ષાએ પ્હોંચવાને સૌ. સુમતિને પ્રસંગ જ પ્રાપ્ત થયો નહિં; અકાળ મરણે ખીલતી જ કવિત્વ-કળી કરમાવી દીધી.

ઉપરના નિદર્શનનું સમર્થન થોડાંક ઉદાહરણો લેવાથી ઝટ થશે. "ચન્દ્રને" (નં. ૨૫) એ કાવ્ય જુવો. ચન્દ્રને રાત્રિયે જોતાં ઝાંખા તેજનો જણા-

વાથી આ કવયિત્રીના હૃદયમાં શા વિચાર સ્ફુરેછે? પોતાની રોગગ્રસ્ત દશા, આશાહીન જીવન, અશુદ્ધ જગતમાં વાસ, કર્તવ્ય કરવાની અશક્તિ, એ સર્વ ઊનતાઓ જોડે ચન્દ્રની તેથી ઉલટી ગુણ અને સ્થિતિની સામગ્રીની સરખામણી છે.

"પણ વ્યાધિથી હું પકડાયલ છું
નવ ત્હેવું ત્હને દુખ છે જ કશું."
"આશા નથી જગમહિં મુજને કશી એ,
ત્હારે શિરે જગત આશ બહુ રહીછે."
"સોંપ્યું કર્તવ્ય છે તુંને સ્નેહ તો પ્રભુએ કરી,
શક્તિહીન થઈછું હું."

શરીર અને મનની ઉલ્લાસજનક અવસ્થાવાળા, જગત્માં વ્યાપક દૃષ્ટિ કરનારા, કવિના હૃદયમાં આ ઊભરા ના ઉદ્ભવે. પરંતુ આ કાવ્યમાંની વૃત્તિ તે કારણથી દૂષિત નથી થતી. સુમતિના હૃદયની ઊંડી દશાનું પ્રતિબિમ્બ આ ચન્દ્ર જોડેના વિરોધથી ઉલટું સબળ પડેછે, અને છતાં આ ક્રમ સુધી અસત્યભાવારોપણનો દોષ નથી આવતો, પરંતુ આ કાવ્યને અંતે ચન્દ્રની ફીકાશનું કારણ કાળી રાત્રિ પત્ની મળી તે કલ્પવામાં અતિતર્કજનિત એ ખામી આવેછે. તોપણ

"શ્યામ રાત્રિ સમી પત્ની ચન્દ્ર લજ્જિત તેથી છે.
પાંડુવર્ણો કર્યો ત્હેણે."

એ અતિ તર્કમાં

કાળા મુખવાળા વસે કાળાં કૃત્ય કરનાર,
તે કારણ કાળાશથી ભદ્ર દીસે ભયંકાર

એ દલપતરામના કવિત્વના તત્ત્વરહિત કુતર્કની સ્થિતિ નથી, અને સૌન્દર્યનો સમ્બન્ધ કાયમ રહેલો લાગેછે.

એક બીજું કાવ્ય લઇયે,—નં ૨૮, "આશ્ચર્ય." આ કાવ્યમાં ઉપર કહેલી મનોવ્યાધિરૂપ લાગણીનો સ્પર્શ નથી, અને પોતાની સ્થિતિની સરખામણી સૃષ્ટિના જડભાસી પદાર્થો જોડે નહિ પણ સજીવ માનવ બન્ધુ જોડે કરી-છે. હેમાં પોતાની અસ્વસ્થ દશાની છાયા બહુ આછી છે; જો કે તે વૃત્તાન્તનું

આરમ્ભમાં વર્ણન છે તે વખતે પોતે રોગ પીડામાં પીડાતી સુતી હતી. એકાએક રસ્તામાં મજૂર વર્ગની સ્ત્રીઓ ગાતી ગાતી જતી હતી તે ગાન કાને પડયું. આપોઆપ ગરીબીનું સુખ અને તવંગરીનું દુઃખ એ પડછો મન આગળ ઊભો થયો, અને—

"ઈર્ષ્યા થઈ અન્તર વિશે નિરખી સુખી તે બેહને,
રે હું સુખી શ્રીમંત કે આ બે સુખી કંગાલ છે?"

ધનસંપત્તિ કરતાં શરીરસંપત્તિ અને મનની શાન્તિસંપત્તિનું ગૌરવ આમ દીઠું.

આ ઈર્ષ્યા હીણી ઈર્ષ્યા ન્હોતી; માત્ર પોતાની સ્થિતિમાં અસંતોષની અશાન્તિરૂપ હતી. એ અશાન્તિનો લોપ તરત થયો. પ્રકૃતિ માતાએ હેની આ પુત્રીને વાણીના ઉદ્‌ગાર વિના શાન્તિદાયક બોધ આપ્યો. શી રીતે?

"ફરી એ* પાછી દ્વારેથી લઈ શોકિત ચિત્તને,
દૃષ્ટિ આકર્ષી ત્યહાં હેની ઈશાની સર્વ વસ્તુએ."

અને રજનીનું શાન્ત સમગ્ર દર્શન દીઠું તે સુમતિના આ બહુધા સર્વાઙ્ગસુન્દર કાવ્યમાંના વર્ણનથી જ જોઈયે:—

"ઊંચે રહ્યો નભ મધ્યમાં શશી પૂર્ણ ખીલીને, વળી
અગણિત તારા અહુ સહુ લટકયા ઝઝૂમીને અતિ;
આકાશ સ્વચ્છ, ન એક વાદળ વિઘ્ન કરનારું તહિં,
ને શ્વેત વસ્ત્રથી—ચાંદનીથી—આખી ભૂ શોભી રહી.
ઉદ્યાન વચ્ચે હોજ સુન્દર જળથકી પૂરિત, ને
ન્હાનાં તરુ કુસુમો નમાવી આસપાસ ઊભાં રહે;
વળી ઉચ્ચ વૃક્ષો ચંદનીમાં પાડતાં પ્રતિબિમ્બ ત્યહાં,
કો તારલો નભથી ખરે, કો પત્ર વૃક્ષેથી પડ્યાં."

આમ સૂક્ષ્મરૂપે—મૌનથી—શાન્તિભાવ હૃદયમાં પૂરાયો; પણ તે પૂર્ણ કરવા પ્રકૃતિમાતાએ મૌનભંગ પણ કર્યો, અને કોકિલાની વાણી પ્રગટ થઈ.

---

* મૂળ કાવ્યમાં "હું" છે ત્યહાં "એ" અને 'મ્હારી' છે ત્યહાં 'હેની' એમ અહિ મ્હારા વચનમાં વાક્ય મૂકવા માટે બુદ્ધિપુરઃસર ફેરવ્યુંછે.

એથી વિશેષ વળી, એ ઉદાર પ્રકૃતિમાતાએ કૃપા કરી અને એકાએક કોકિલાએ ઉપદેશવચન કહ્યાં, નિર્મિત દશામાં સુખી રહેજે કહ્યું, હેને પુત્રી કહીને બોલાવી, દુઃખના ખોટા વિચારો તજવાનું કહ્યું, અને કહ્યું, તું દુઃખી છે, હું જાણુંછું—

"પણ વિચાર* જ આ ધરવા થકી,
સુખી થઈશ ન કો દિન તું નકી."

આ ઉપદેશ કરતે કરતે કોકિલા ઊડી જવા માંડી તેટલામાં તો વિશેષ અદ્ભુત દર્શન દેખાયું; કોયલ માનવરૂપ બની ગઈ, અને

"એ દિવ્યરૂપમાં જ્યોતિ વચ્ચે માત મ્હારી જોઈ મ્હેં,
ધીમું મધુરું હાસ્ય કરતી આશિષો દે કર વડે."

મરણ પામેલી માતાનું રૂપ પ્રકૃતિમાતાએજ જાણે ધારણ કર્યું હતું, એમ અહિં ઊંડું રહસ્ય નજરે પડેછે.

એ દર્શન ક્ષણવારમાં લુપ્ત થયું.—

"માતા રહે લેશ ઊભી અરે રે!
નાંખી મ્હને એકલી કેમ ઊડે?
બોલી કરું હસ્ત ઊંચા હું ત્યહાં તે
મૂર્તિ ખશીને થઈ ગુમ ક્યહાં એ?"

આ કાવ્યમાં અકૃત્રિમ કલાવિધાન હૃદયની ઊર્મિથી જ સધાયું જણાય-છે; અને પોતાની અશાન્ત સ્થિતિનું રોધક બળ પ્રત્યક્ષ કરીને હૃદયની સમ-તાનું દર્શન જ થાયછે. પણ પોતાની અસ્વસ્થ દશા એ બીજરૂપ છે જ.

આ કાવ્યસંગ્રહમાં બધાં સરખાજ ગુણનાં કાવ્યો છે એમ દાવો કરા-યજ નહિં; એ સંભવવિરુદ્ધ જ છે અને બહુધા સર્વ લેખકોનો અનુભવ હોવો હોયછે કે કોક કાળે લેખનશક્તિ થોડા વખત માટે ત્હેનાથી રીસાઈ જાય-છે; આ અનુભવનું દર્શન "પ્રસાદન" (નં–૪૮ ના) કાવ્યમાં કરાવ્યુંછે.

---

* મૂળમાં "ન" એ 'જ' ને બદલે છાપવાની ભૂલ્ય જણાયછે.

*"સખીરી! વ્હાલી પ્રસાદ કરો કરો,
નયનમાં અમીને ફરીને ભરો;
અતીવ કોપ જરા અળગો કરો,
હૃદયમાં કંઇ તો કરુણા ધરો."

એમ એ કાવ્યનો આરમ્ભ અને સમાપન છે. આ સ્થિતિ લાંબીવાર ટકતી નથી અને હાવા પ્રસાદનના પ્રયાસની સાથેજ પાછી લેખનશક્તિ જાગૃત થાયછે તે આ કાવ્યની ચારુતાથીજ સાબીત થાયછે. પરંતુ આ કાવ્યમાં સુમતિની અશાન્ત મનની અવસ્થાનું સ્વરૂપ પાછળ બતાવેલાં કાવ્યોથી જુદું છે, અને આપણે એ અવસ્થાની ચર્ચા આરમ્ભી હતી એટલે આ કાવ્યને આટલેથી મૂકિયે, અને એ સ્થિતિ જુદે રૂપે—લગભગ વિચિત્ર જેવા સંપ્રદાયવિરોધમાં—દેખા દેતી જણાવનારું એક કાવ્ય તપાશિયેઃ—

(નં. ૪૧) "સિન્ધુને"—એ કાવ્યમાં સિન્ધુના દર્શનથી, હેના ભેદભર્યાં નાદથી, સુમતિને યોગ્ય હૃદયધ્વનિ થતા નથી, એમ કવિત્વના અનુભવ-વિરુદ્ધ સ્થિતિ બતાવીછે. આ એક રસતત્ત્વની વિરુદ્ધ કોઇ વિલક્ષણ મગજનું બંડજ હોય એમ લાગશે. જે નાદે કોલરિજ જેવા તત્ત્વદર્શી કવિની કને

The voice mysterious, which whoso hears
Must think on what will be and what has been.

એમ ઉદ્ગાર કરાવ્યો, જે સિન્ધુએ વડર્સ્વર્થ જેવા ગંભીર, અને શેલી જેવા ગૂઢ તત્ત્વોમાં રમનારા, કવિયોનાં હૃદય અગમ્ય ભાવોથી ડોલાવ્યાં, તે સિન્ધુનું બળ આ યુવતિના હૃદયના કિલ્લાને સર ના કરી શક્યું!

"તરંગો ત્હારા તે અવળી અસરો અન્તર કરે,
તરંગો ચારુ છે, પણ મુજ ઉરે ના જરી ઠરે;"

* આ શબ્દ રા. ન્હાનાલાલ કવિની નકલ કરવાનો લોભ સૌ. સુમતિને થોડોક વખત થયો હતો—પાછો તે લુપ્ત થયો હતો—ત્હેનું એક ઉદાહરણ છે. બાકી એ શબ્દની ઉત્પત્તિ વિચારતાં આ પ્રયોગથી હસવુંજ આવે એમ છે. હિન્દી ગીતાદિમાં 'સખી રી!' એમ સંબોધનદર્શક 'રે'નું 'રી' થઈ બનેલો પ્રયોગ હોયછે તે જાણે રી પ્રત્યયવાળો કે 'સખીરી' એમ એકજ બંધારણનો શબ્દ હોય એમ સંબોધનભિન્ન પ્રસંગમાં પણ કેટલાક વસ્તુસ્વરૂપના જાણનારા વાપરતા દીઠાછે.

આ વિલક્ષણુ પરિણામ–અથવા તો પરિણામનો અભાવ–સંપ્રદાયલબ્ધ રસનિષ્પત્તિની સાથે ક્ષોભ આણુનારુંજ લાગશે. પરંતુ હેનું કારણુ કાંઈક જડેછે. સુમતિને પણુ ત્હેની નિદાનપરીક્ષા કરવાની વૃત્તિ થઈ જણાયછેઃ–

"વિચારું આ શું છે ? કયમ ન ઉદધિ ચિત્ત હરતો ?
અને ખોટી છાયા હૃદયપર પાડી શું કરતો ?"

એમ હેને પ્રશ્ન ઉત્પન્ન થયોછે; અને '**ખોટી** છાયા' '**અવળી** અસરો' એ વચનોમાં સિન્ધુ તરફની અરુચિમાં રસદોષ છે એમ ગૂઢ ભાન થયેલું પણુ જણાઈ આવેછે. તોપણુ પોતાની રુચિ અરુચિનું કારણુ–અપૂર્વ અને કાંઈક વક્ર કલ્પનાથી–બતાવ્યુંછે તે એક રીતે તલસ્પર્શી નથી લાગતું. સિન્ધુ કરતાં પર્વત ચઢિયાતા છે, પર્વત **સુમતિ**ને વધારે ઉલ્લાસ આપેછે, કેમકે—

"નિત્યે રહે સ્થિર ગિરિ, ગમે એ,
નિત્યે ઊભા શાન્ત ગિરિ, રૂચે એ."

અને સિન્ધુ હમેશાં હાલચાલ કરેછે, અસ્થિર છે; (આ તત્ત્વવિમુખ તર્ક છે, પણુ બાળકો કેટલીક વાર ગમે તેમ કારણુ આપેછે તેમ આપ્યું જણાયછે); એ સાગર "શાન્ત સ્થિર પ્રભુની બાળાને" રુચતો નથી. તેમ જ સિન્ધુ

"નવ લેશ રહે ચૂપ છાકો ગયો;
*નિજ સાદથી એ પ્રભુને ભૂલવે,
ઈશ ગુપ્ત સ્વરો સુણવા નવ દે."

આ કાંઈક **સુમતિ**ના હૃદયની સમીપ સત્ય રીતે આવતું કારણુ છે, અને તેથીજ હેને "શાન્ત ઊભા ગિરિ મ્હારા!" એમ ઉદ્‌ગાર કરવાનું મન થાય-છે. વસ્તુસ્થિતિ એ હતી કે **અંધેરીથી** થોડે છેટે દરિયા કિનારે આવેલા **જુહૂ** નામના ગામડામાં એક બંગલામાં એક મહિનો **સુમતિ**એ ગાળ્યો હતો તે બધો વખત ઊંઘ વિનાની રાત્યો ગઈ હતી, અને તે રાત્યો સિન્ધુના સતત ઘોંઘાટથી વધારે અસહ્ય બની હતી; અને હેના રોગના સ્વરૂપને પર્વતની બલવર્ધક હવા અનુકૂળ હતી અને આરામ આપતી હતી. આ કેવળ જાત્યના

---

* મૂળમાં 'તુજ' અને 'તું' છે તે વાક્યસંદર્ભ માટે ફેરવી "નિજ" અને "એ" એમ મૂક્યુંછે.

આકસ્મિક સંયોગને લીધે સિન્ધુને અણુઘટતી સજા આ કાવ્યમાં થઇછે. હેમાં સત્ય અંશ માત્ર ઉપર કહ્યો તે શાન્તિમાં અને પ્રભુચિન્તનમાં ભંગનો છે; જો કે આરોગ્યયુક્ત કવિહૃદયને તો એજ સિન્ધુના નાદ યોગસમાધિના સાધનરૂપ બની નાદ અને શાન્તિ એકરૂપતામાં વિલીન થતાં લાગે. છતાં આ કાવ્યની કલ્પના હેની ઉદ્ધતતાને લીધેજ વિલક્ષણ ગુણ પ્રગટ કરે-છે એ પણ ખરું છે; મિ૦ ખબરદારે જેમ તેજના કરતાં અંધકારને ચઢિયાતો બતાવનાર કાવ્યમાં ઉદ્ધત પણ અદ્ભુત શક્તિવાળી પ્રગલ્ભ કલ્પના કરીછે, તેમજ આ કાવ્યમાં કાંઇક છે,—જો કે મિ૦ ખબરદારની એ કલ્પ-નામાં બળ અને સત્ત્વ વિશેષ છે.

લંબાણ બહુ થયું. પણ સુમતિનાં કાવ્યોમાં વ્યાપેલા મુખ્ય સુરોનું આ ચર્ચાથી વાચકને પ્રત્યક્ષીકરણ થયું હશે એમ આશા છે. એ મુખ્ય સુર સુમતિનાં પરલક્ષી કાવ્યોમાં પણ પ્રધાન સ્વરનું સ્થાન તજીને, પણ ગૌણસ્વરરૂપે, વખતોવખત દેખા દેછે. નં. ૮ "મૃત્યુશય્યા" એ કાવ્યમાં સર જૉર્જ કલાર્કની ગુણવતી પુત્રીના મરણનો વિષય છે. મિસ કલાર્કની આપણા દેશી લોકો તરફ મમતા સુપ્રસિદ્ધ હતી, તે સામાન્ય ગુણથી તેમજ સુમતિ એ યુવતીના સંપર્કમાં થોડો વખત મહાબળેશ્વરમાં આવી હતી તેથી આકર્ષાઇને ઉત્પન્ન થયેલો સમભાવ આ કાવ્યનું બીજ બનેલોછે; તથાપિ એ પરલક્ષી સ્વરૂપને પોતાની જાત્ય સાથે સાંધનાર સુમતિની પોતાનાં માતપિતાના સંબંધની છાયા એ કાવ્યની પાછળ અંતર્ગૂઢ છે. અને આ કારણથી નં. ૯ "સ્મશાન-ભૂમિ"વાળું કાવ્ય, જેમાં સુમતિની માતાપિતા તરફની ભાવોર્મિ સંયુક્તરૂપે પ્રગટ થાયછે તે, આ કાવ્યની સાથે—અકસ્માતજ—ગોઠવાયું છે તે ઔચિત્યા-નુસારજ બનેછે; તેમજ એ કાવ્યોની રચના વચ્ચે અંતર પણ ત્રણ અઠવાડિયાંથી ઓછુંજ છે; તે એ ગૂઢ સંબંધની કાંઇક સૂચના કરે એમ છે.

અત્યાર સુધીની ચર્ચાથી—જો કે માંહિ માંહિ ખામીઓ તરફ ઇશારા કર્યા છે તેથી સંભવ તો નથી, પણ—કદાચ એમ ભાસ થશે કે આ કાવ્ય-સંગ્રહ દોષહીન, ગુણથીજ ભરપૂર છે એમ દર્શાવવાનો પ્રયત્ન થાયછે. પરંતુ તેમ નથી. સૌ. સુમતિની કાવ્યરચનામાં ઘણે સ્થળે કચાશના દોષો

છે; ભાષાશુદ્ધિમાં, પદરચનાની મધુરતામાં, ઇત્યાદિમાં ખામીઓ અલબત છે; અને કાવ્યોને પુનઃ સ્પર્શ કરી ચારુતાની પૂર્ણતા આપવાની બાબતમાં પણ ઊનતા છે. પરંતુ એ માટે કેટલેક અંશે હેની રોગદશા અને યૌવનકાળના આરંભમાં થોડા જ સમયમાં ઝગઝગેલી કવિત્વપ્રવૃત્તિ એ બે કારણભૂત છે, તેમ કેટલેક અંશે જ્ઞાન, વિદ્યા આદિના સંસ્કરણની અપૂર્ણતાનું પણ એ પરિણામ છે. સૌ. સુમતિએ વિદ્વત્તાના સંસ્કારનો દાવો કર્યો જ નથી તે હેના જ શબ્દો બતાવી આપેછે. "પ્રભુપ્રસાદી" (ભાગ ૧ લા)ની પ્રસ્તાવનામાં નીચે પ્રમાણે એ "દીન બાળા" કહેછેઃ—

"પુસ્તકમાં કાલાવાલારૂપી પ્રાર્થના છે. કોઇ પણ જાતની કાવ્યની ઝમક અંદર છે જ નહિં. કાવ્ય, ઢાળ, રાગ અથવા શબ્દરચના અને અલંકાર ખૂબી જોનારને આ લઘુ પદસંગ્રહ કામનું નથી, ને હેવા કોઇ હેતુથી લખાયેલ પણ નથી. દીન બાળકીના અશુદ્ધ સ્વર ને ઉચ્ચારોનો દરેકે દરેક પદમાં પ્રતિઘોષ છે. હેના જેવી જ થોડા જ્ઞાનવાળી બ્હેનીઓને એ જરા પસંદ પડશે. છતાં ત્હેમને પણ જ્યહાં જ્યહાં દોષ જણાય ત્યહાં ક્ષમા કરવા વિનંતિ છે. તે પછી સર્વ વાચકવર્ગ પ્રત્યે પદમાં દરેક પ્રકારના દોષ સારું, પ્રયાસ અઘટિત લાગે તો તે સારું, અને માંહે અસંબન્ધ વાક્યરચના રહી ગઈ હોય તો તે સારું ક્ષમાની પ્રાર્થના છે."

આ વચન આ 'હૃદયઝરણાં'ના સંગ્રહ માટે પણ માની લેવાનું છે. સૌ. સુમતિને આ સંગ્રહની પ્રસ્તાવના લખવાનો પ્રસંગ જીવન લંબાઇને, મળ્યો હોત તો જરૂર આ પ્રકારનો સ્વીકાર પોતે કરત.

આ કાવ્યોમાં કાવ્યની રીતિ સંબન્ધી વિશેષતા વિશે કહેવાની જરૂર છે. સમગ્ર કાવ્ય એક છન્દ વૃત્તમાં ના યોજતાં, જુદા જુદા છન્દો વૃત્તોમાં ટુકડા પાડવાની પદ્ધતિ રા. મણિશંકર રત્નજી ભટ્ટે *'વસન્ત વિજય' નામના કાવ્યમાં આજથી બાવીસ વર્ષ ઉપર પ્રથમ શરૂ કરી ત્હેનું સાર્થક્ય અને ચારુતા એ રચનાથી જ પ્રગટ કર્યાં હતાં, તે પછી અનેક કાવ્યલેખકોએ એ રીતિનો આશ્રય કર્યોછે. તે પ્રણાલીનું સેવન કરવામાં સૌ. સુમતિની

* બુદ્ધિપ્રકાશ જાન્યુઆરી ૧૮૯૦ ના અંકમાં એ કાવ્ય છપાયું હતું.

કાવ્યરચના સર્વથા વિજયી નથી થઈ; છન્દોના પલટા સર્વથા સપ્રયોજન નથી જણાતા; ઘડી ઘડી વેગમાં ક્ષોભ આપતા અને કલાવિધાનના સ્વરૂપથી વિરોધી જણાયછે. આ સ્થિતિનું એક કારણ સુમતિની શરીરસ્થિતિમાં અને મનના બળમાં, લાગટ પ્રયાસમાં ટકી રહેવાની તેજઃ શક્તિની ઊનતામાં જડી શકેછે. અલબત્ત કાવ્યકલાની કચાશ એ પણ એક કારણ છે. પરંતુ તે કલાની સિદ્ધિમાં એક નડતર ઉપર કહ્યું તેજ હોવાનો સંભવ છે.

આટલો દોષાંશોનો સ્વીકાર બસ છે. એ અંશનું સોદાહરણ દર્શન કરવાનું પ્રયોજન નથી. દોષદર્શનનો પ્રવૃત્તિહેતુ દોષ સુધરાવવા એ હોઈ સકે. તે પ્રસંગનું દ્વાર અકાલ મરણે બંધજ કર્યુંછે. અને એ દોષો ગુણ પ્રમાણમાં અલ્પ છે. એ સર્વને જણાઈ આવશે એમ આશા છે. તેમજ ભાષા વગેરેમાં સંસ્કારિતાના ગુણોનું દર્શન પણ આ કાવ્યમાં સ્થળે સ્થળે થાયછે; જો કે સંસ્કૃત શબ્દોનો દુરુપયોગ "માટે" ના અર્થમાં 'કૃતે' જેવા ગુજરાતીમાં અરૂઢ અને રૂઢ થવાને અયોગ્ય શબ્દ વાપરીને કવચિત્ કવચિત્ થયોછે ખરો. પણ તે વિરલ છે. હાવા પ્રયોગ પાંડિત્ય દર્શાવવા માટે હોવાના સંભવને 'પ્રભુ પ્રસાદી'ની પ્રસ્તાવનામાંના ઉપર બતાવેલા વિદ્યાદિકની સંકુચિતતાના સ્વીકારથી બહિષ્કાર જ આપી સકાશે. એ પ્રયોગોનું ખરું નિદાન સુમતિની કાવ્યશૈલીમાંજ જડશે.

ત્હારે એ શૈલીનું ઝડપથી અવલોકન કરી જઈયે. એ શૈલીનું ખાસ સ્વરૂપ એ જણાયછે કે હૃદયની લાગણીને સીધે સીધી રીતે, જે મગજમાં તરી આવ્યા તે શબ્દોમાં, તે છન્દમાં બતાવી દેવી; પછી ત્હેમાં શબ્દની શુદ્ધાશુદ્ધિ, છન્દરચનામાં માધુર્યની ગોઠવણ, અર્થાલઙ્કાર ઇત્યાદિ કલાવિધાયકને રૂચતી પ્રવૃત્તિ આવો કે ના આવો. આ શૈલીનું નામ સરલગામિની શૈલી કહિયે તો ચાલે. પરંતુ આ ઉપરથી એમ નથી સમઝવાનું કે કલાવિધાનનો સર્વાંશે સુમતિની રચનામાં ત્યાગ થયોછે. એ ત્યાગ માત્ર કવિતાનાં ગૌણ અંગ, ભાષા, છન્દ, શબ્દરવ, અર્થાલઙ્કાર* ઇત્યાદિને સંબંધે જ થયોછે; મુખ્ય અંગ,

---

* કાવ્યઝરણાંનાં કાવ્યોમાં અર્થાલઙ્કાર સોધ્યા જડે એમ અતિ વિરલ છે, અને જ્યહાં કવિત્વ ઊંડું છે ત્યહાં ધ્વનિની અંદર જ અર્થાલઙ્કાર કોઇ કોઇવાર નિગૂઢ રહેલા

કાવત્વકલ્પના ત્હેમાં તો, કેટલાંક કાવ્યોમાં સરલગામિની શૈલી નજરે પડે-છે તો, પાછળ કેટલાંક કાવ્યોના અન્તઃસ્વરૂપનું દર્શન કર્યું તે ઉપરથી જણાશે કે, કેટલાંકમાં કલાવિધાન નિસર્ગસિદ્ધ કવિત્વશક્તિને બળે આપો-આપ પ્રગટ થયુંછે. "આશ્ચર્ય" નામના કાવ્યની ચર્ચા પાછળ કરી ત્હેમાં પ્રકૃતિમાતાનું ચન્દ્રિકા અને તારાથી શાન્તિ રેડતી રજનીદ્વારા મૂક આશ્વાસન, ત્હેનું કોકિલાની વાણીમાં મૂર્તરૂપ, અને પ્રકૃતિમાતાનું માનવ જીવનમાંની મરણ પામેલી માતાના સ્વરૂપદર્શનમાં રૂપાન્તર—એ કલાનાં અંગો સુમતિના સ્વાનુભવના વ્યાપારની બહારનાં જ, છતાં હેના કવિત્વસંચલનના ઊંડાણમાંથી આપણે વિવેચનદીપિકાથી જ પ્રત્યક્ષ કર્યાંછે તે આ પ્રકારનું સબળ ઉદાહરણ છે.

આ ગુણના સંયોગને લીધે ભાષા, છન્દ, પદલાલિત્યાદિક અપ્રધાન અંશોના ઉપર અનાદરથી આવેલી ઊનતા કાંઈક પશ્ચાદ્ભૂમિમાં સરી જાયછે, અને તે માટે જ આ કાવ્યસંગ્રહ એકંદર અભિનન્દનીય ગણવાનું મન સ્વાભાવિક રીતે થાયછે. સુમતિની કાવ્યશૈલી સ્વ. નવલરામભાઈયે નવલશાળાનું લક્ષણ આપેલું—"નિર્દમ્ભ અર્થલક્ષીપણું અને પારદર્શક સ્પષ્ટવકતા વાણી"—તે તરફ કાંઈક જાયછે. પરંતુ એ શાળામાંનો "એકાગ્ર સંક્ષિપ્તતા"નો અંશ અહિં ખૂટેછે, અપ્રયોજન શબ્દોનો ભરાવટ વખતો વખતે 'કાવ્યઝરણાં'નાં કાવ્યોમાં જણાયછે ખરો. પરંતુ હૃદયના ઉદ્‌ગાર સીધી રીતે, સીધા શબ્દોમાં દર્શાવવા—એ સ્વરૂપ એ કાવ્યોમાં પ્રધાનભૂત છે. હેનો અર્થ—ઉપર કહ્યું તેમ—ગમે તેમ હૃદયના ઊભરા કાઢવા એમ નહિં, એ રીતે તો ક્રોધ, હર્ષ, ઇત્યાદિના અરસિક ઉદ્‌-ગાર તે પણ કાવ્યત્વનો હક કરશે. જગન્નાથ પંડિતે આપેલા કાવ્યના લક્ષણ પ્રમાણે **રમણીયાર્થ પ્રતિપાદકઃ શબ્દઃ કાવ્યમ્** એમ છે; અર્થાત્ કાવ્યના શબ્દોથી પ્રતિપાદ્ય અર્થ રમણીય જોઈયે. કલાવિધાનનાં સર્વ અંગ સંપૂર્ણ રીતે આણ-વાને એ લક્ષણમાં શબ્દને પણ **રમણીય** વિશેષણ ઉમેરવું જોઈયે; એટલે

---

જણાશે. નં. ૫૪ વાળા "શાન્તિ" વિશેના કાવ્યમાં "શાન્તિ" મૂકરવથી વાત કરતી કલ્પ-વામાં રૂપક, અતિશયોક્તિ, ઇત્યાદિ અલઙ્કારો ગૂઢ રૂપે જ રહ્યાછે. આમ અલઙ્કારથી કવિતાને શોભાવવાનો પ્રયત્ન ન થવાનું કારણ સરલગામિની શૈલી તે જ છે એ ખરું; બાકી કવિત્વકલ્પનાને અંગે અલઙ્કાર અકૃત્રિમ રીતે પોતાના શ્વાસોચ્છ્વાસની સાથે વ્હેનારી કાવ્યકલાની સ્થિતિયે સુમતિ હજી પ્હોંચી નહોતી એ પણ બીજું કારણ સંભવે.

છન્દની સુઘટિત યોજના, પદલાલિત્ય, ઇત્યાદિ અંશોનો પણ સમાવેશ થશે. એમ લક્ષણ લેતાં સૌ. સુમતિનાં કાવ્યોમાં **શબ્દ** વાળા ભાગને વિશે રમણીયતાની ઊનતા ક્વચિત્ ક્વચિત્ પ્રત્યક્ષ થાયછે; પરંતુ તે બાદ કરતાં કાવ્યત્વના સ્વરૂપની બ્હાર આ રચનાઓ બહુધા ગઈ નથી એમ વાચકને જણાશે એમ આશા છે.

ટૂંકામાં કહીશું કે સૌ. સુમતિ કવિત્વપ્રવૃત્તિમાં પ્રકૃતિ માતાની જ પુત્રી હતી; અને ત્હેને પરિણામે, આ કાવ્યોમાં એક પક્ષે કવિતાનાં ગૌણ અંગોમાં ઊનતાઓ જણાયછે, તો બીજે પક્ષે ઉચ્ચ કલ્પનાશક્તિ જેવાં પ્રધાન અંગોમાં અસાધારણ સામર્થ્ય દૃષ્ટિગોચર થાયછે; તે એટલે સુધી કે, ઉપર સવિસ્તર ચર્ચેલાં કાવ્યોમાં આપણે જોયું છે તેમ, આ પ્રકૃતિની બાલિકાએ નૈસર્ગિક કલ્પનાશક્તિના ઉચ્ચ વાતાવરણમાં રહીને અનેકવાર ઈશ્વરદત્ત કવિત્વ-પ્રેરણાઓનાં અદ્‌ભુત પાન કર્યાંછે, અને ત્હેનાં ફળ શુષ્ક કલાવિધાનની રચનાઓ કરતાં શતગુણ ચમત્કારવાળાં ગુર્જર પ્રજાને એ બાલિકા સમર્પી ગઇછે.

છેવટે સનાતન શાન્તિમાં વિલીન થયેલા એ મધુર આત્માનાં આ ગાનો તરફ વાચકનું લક્ષ, આ સંગ્રહમાંના (નં-૫૪) "શાન્તિ" વિશેના સુન્દર, હૃદય-સ્પર્શી, શાન્તિનું મધુર અને સચોટ અપૂર્વ પ્રતિબિમ્બ પાડનારા કાવ્યની છેવટની પંક્તિયો ઉતારીને, ખેંચીશું; તો એમ ભાસ થશે કે આ કાવ્યોના ગાનની અધિષ્ઠાત્રીનો મૃદુ કરવ હૃદયનાં ઊંડાણમાં ધ્વનિ જગાડેછે:--

> રહો શાન્ત, હા! હું શ્રવણ કરું છું શાન્તિના મધુરા સ્વરો,
> એ છેક સમીપે આવી ગાએ હાલ,-શા મધુરા રવો!
> ને શાન્તિ તે મુજ સંગ શાન્તિ ધારી વાતો આદરે,
> કંઇ શબ્દ પણ ઉચ્ચર્યા વિના તે વાત મ્હારાથી કરે.*

**ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ**

૨૯-૩-૧૨, **વાંદરા.** } **નરસિંહરાવ ભોળાનાથ.**

---

* વિસ્તારના ભયથી આ અનુપમ કવિત્વવાળા કાવ્યનું પૂર્ણ વિવેચન કરવાનો લોભ રોકવો પડ્યોછે. આશા છે કે આ કાવ્યસંગ્રહનું અવલોકન કોઇ વિદ્વાન્ કરવાને પ્રવૃત્ત થશે તો આ કાવ્યનું ઊંડું રહસ્ય દર્શાવવાનું ભૂલશે નહિં. હાલ તો સહૃદય વાચકને એ કાવ્યની શાન્તિ સાથે સંયોગ કરાવીને જ સંતોષ માનવો પડેછે.

# હૃદય ઝરણાં.

૧

## વીરની વિધવા.

### શિખરિણી.

ગૃહે તેઓ લાવ્યા મરણવશ ત્હેનો વીર પતિ,
પરંતુ તે બાળા ન રડી પડી કે મૂર્છિત બની;
દશા ત્હેની દેખી સઘળી સખીઓ એમ જ વદે,
રડે ના જો બાળા ખચીત મરી તત્કાળ જ જશે.

### રાગ—ઓખા હરણનો.

પ્રીતિ ત્હેની સંગે કરવા યોગ્ય,
હતો એમ બોલ્યા સહુ લોક;
સત્યશીલ મિત્ર થઈ રહેતો,
શત્રુની ગમ ઉદાર થતો.

### શિખરિણી.

મૃદુતાથી ત્હેની સઘળી સખીઓએ સ્તુતિ કરી;
પરંતુ તે બાળા કંઈ ન વદતાં સ્થિર જ રહી.

રાગ—ઓખા હરણનો.

શાન્તિ ધરીને નિજ સ્થાનેથી
મૃદુ એક કુમારિકા ઉઠી,
પડ્યું હતું જ્યાં વીરનું શબ,
ત્યાં ગઇ તે ધરીને ધૈર્ય.

શિખરિણી.

ખસેડ્યું ઢાંકેલું મુખ ઉપરનું વસ્ત્ર જ જરી;
પરંતુ તે બાળા કંઇ ન વદતાં સ્થિર જ રહી.

રાગ—ઓખા હરણનો.

વૃદ્ધા ધાત્રી ત્હેની એક
જઇ ઉભી ત્હેની સમીપ,
લઇ બાળાનું કુમળું બાળ,
સુવાડ્યું ઉત્સંગે તે કાળ.

શિખરિણી.

મધુરા બાલુડા વહાલા જ તુજ અર્થે જીવું છું હું;
અને વૃષ્ટિધારા નયનથી વહી અશ્રુ તણી શું.

ઑગસ્ટ તા૦ ૧૨–૧૯૦૭.

---

## શ્રીમતી કામિની.

વસંતતિલકાવૃત્ત.

ખીલ્યાં પુરાં કમળ ગ્રીષ્મની પૂર્ણ વ્હાલી,
ઊંચે રહ્યો પ્રબળ સૂર્ય નભે પ્રકાશી;
તે વેળ આવી યુવકે મૃગી અર્પવાને,
પિત્રાઈ વ્હાલી નિજ શ્રીમતી કામિનીને. ૧
કૈં દીર્ઘ કાળથી થયું હતું વાગ્પ્રદાન,
શ્રીમાન્ સુરેશ પ્રતિ શ્રીમતી કામિનીનું;

તે જોડલું વિધિ વિવાહ થકી પ્રભાતે,
સંબન્ધ બાંધી શકશે, પ્રભુ આશિષોદે. ૨
હું પ્રાર્થું છું કદી ન થાય વિયોગ ત્હેનો,
અત્યંત પ્રેમ ધરતાં સુખી જોડલાંનો;
શ્રીમાન્ સુરેશ મૃગી અર્પી થયો વિદાય
આવ્યો તહિં શ્રીમતી કામિનીને વિચારઃ ૩
"મ્હારાં વિશાળ અતિ સુન્દર ક્ષેત્રજે છે,
"મ્હાતો મ્હને નથીજ તે કંઇ એજ માટે;
"છે મ્હારું ઊંચું કુળ તેથી ન ચાહ્ય તો તે,
"તે માત્ર ચાહ્યજ મ્હને, મુજ સદ્ગુણોને. ૪
"તેથી હવે અમ તણો ન વિયોગ થાશે;"
તે લાગીયું સુખદ શ્રીમતી કામિનીને;
તે વેળ આવી તહિ ત્હેનીજ ધાત્રી વૃદ્ધા,
પૂછ્યું "સમીપ તુજ કોણ હતું અહીંયાં." ૫
"પિત્રાઇ મુજ" કહ્યું શ્રીમતી કામિનીએ,
"એકત્ર લગ્નવિધિથી થઇશું પ્રભાતે."
"હે ઇશ! હું તુજ તણો ઉપકાર માનું,
"કે વિશ્વમાહિં સહુ યોગ્યજ સારું થાતું. ૬
"શ્રીમાન્ સુરેશ તુજ ક્ષેત્ર તણો અધીશ;
"ને શ્રીમતી નથી જ તું" વદી ધાત્રી વૃદ્ધ.
"શું ત્હારૂં મસ્તક ભમી ગયું ધાત્રી મ્હારી,
"કે તું વદે વચન આ અતિ દુઃખકારી." ૭

અનુષ્ટુપ્.

વૃદ્ધા ધાત્રી વદી તેથી થઇ વિસ્મિત કામિની;
વદે આ શું! વદે આ શું! કંઇ તે સ્હમજી નહિં. ૮

## શિખરિણી.

વદી ધાત્રી વૃદ્ધા "શપથ લઉં હું ઇશ્વર તણા,
"કહું છું સાચું હું ખરી મુજ તું તો છે જ દુહિતા;
"ખરી પુત્રી વ્હાલો અમીર મૃત કેરી હતી જ જે,
"હતી હું ધાત્રી ને રમતી મુજ ઉત્સંગ પર તે; ૯
"થયું ત્હેનું મૃત્યુ કર્યું અમીરને મ્હેં વિદિત ના;
"વદું છું સાચું હું લઈ શપથ હું અન્ન જ તણા.
"મૃદુ બાળા મ્હારી ગઇ મરી કહ્યું મ્હેં અમીરને;
"મુકી અગ્નિ કીધી દહન મુજ પુત્રી જ ગણીને. ૧૦

## અનુષ્ટુપ્.

"મધુરી મ્હારી બાળાને મૂકી મ્હેં તેજ સ્થાનકે;
"અરે પુત્રી! અરે સર્વે કીધું મ્હેં તુજ કારણે." ૧૧

## વસંતતિલકાવૃત્ત.

"અન્યાય કીધ મુજ માત!" વદી જ બાળા;
"કીધું અયોગ્ય યદિ હોય જ સત્ય જો આ.
"આ વિશ્વ માંહિ નર ઉત્તમ જેહ ત્હેને,
"છે યોગ્ય સ્થાન દૂર તે થકી રાખીયો ત્હેં." ૧૨
"ના પુત્રી વ્હાલી! હમણાં ન વદીશ કાંઈ,
"ને રાખ્ય ગુપ્ત" વદી તે વળી વૃદ્ધ ધાત્રી.
"એકત્ર લગ્નથી થયા જ પછી પ્રભાતે,
"શ્રીમાન સુરેશ તુજ ઇશ બની રહેશે. ૧૩
"જે ક્ષેત્ર સુન્દર તણી યુવરાજ્ઞી તું છે,
"ત્હેનો સુરેશ અધિકારી થઈ જ રહેશે."
"ના હું નહિ વદી શકીશ અસત્ય કાંઈ;

"હું તો કહીશ બધુંએ જઈ પાસ ત્હેની. ૧૪
"હું જન્મથીજ યદિ હોઉં દરિદ્ર તોયે,
"ત્હેનાથી ગુપ્ત નહિં રાખું જ હું કંઇએ.
"શ્રીમાન્ સુરેશ મુજ ઊપર પ્રીતિ રાખે;
'ત્હેને નહિં છળી શકું" વદી કામિની તે. ૧૫

અનુષ્ટુપ્.

"કાઢી લે કાઢી લે વૃદ્ધા કાઢ્ય મુજ ઉરોમણિ;
"અને નાખીજ દે નીચે મ્હારી માળા હીરા તણી. ૧૬

શિખરિણી.

"અરે વ્હાલી પુત્રી! વદીશ હમણાં તું કંઇ નહિં,
"રહ્યું જે છાનું તે દઇશ નહિં ત્હેને બધું કહી."
પરંતુ તે બોલી "અઘટિત કરૂં એવું નહિં હું;
"વળી સાચી નિષ્ઠા પુરુષ તણી જોવા ખુશી છું હું." ૧૭

હરિગીત.

ઓ વ્હાલી પુત્રી! સાચી નિષ્ઠા કેરી અહિંઆ વાત શી?
"ને નિજ હકોને માગશે સુરેશ તો દૃઢતા થકી."
"યદિ મ્હારું મૃત્યુ આજ રાત્રે થાય તો ચિન્તા નહિં,
"ત્હેનું હશે તે તેહને મળશે જ" બોલી સુંદરી. ૧૮
"દે એક ચુમ્બન ત્હારી વ્હાલી માતને સ્નેહે કરી;
"મ્હેં પાપ કીધું વ્હાલી બાળા! માત્ર તુજ અર્થે નકી."
"ઓ માત મ્હારી! માત મ્હારી! માત મ્હારી!" તે વદી;
"અત્યંત અદ્‌ભુત આ મ્હને લાગે વિચિત્ર બધું નકી. ૧૯

શિખરિણી.

"તદાપિ ચુમ્બું છું પ્રિય મુજ અરે માવડી ત્હને,
"અરે વ્હાલી માતા સઘળું ખરું જો હોય બધુંએ,

"અને ત્હારા હસ્તો મુક્ય તું મુજ આ મસ્તક પરે;
"જઉં હું તે પ્હેલાં શુભ વચનથી આશિષ જ દે." ૨૦

### હરિગીત.

આભૂષણો કાઢચાં જ પ્હેર્યાં વસ્ત્ર સાદાં તેણીએ,
ને નામથી નહિ આજથી રહી શ્રીમતી કામિનીતે.
કંઈ ખીજુ મેદાનો મુકી તે ચાલી નીરખી સુન્દરી,
હતું કેશમાં ગુલાબનું પુલ એક માત્ર બીજું નહિ. ૨૧
ને શ્વેત મૃગલી કમળ શી હતી ભેટ જે સુરેશની;
તે સુતી'તી ત્યાંથી જ વેગે કૂદીને ઉભી થઈ;
ને મૂકીયું નિજ શીર તેણે સુન્દરીના હસ્તમાં,
ને અનુસરી તે કામિનીને પંથ તેણી ગઈ જ ત્યાં. ૨૨

### અનુષ્ટુપ્.

ચારુ તે મૃગલી સાથે ફરતી ફરતી જ સુન્દરી,
સમીપે આવી પ્હોંચી તે સ્થાન સુરેશનું જહિં. ૨૩

### વસન્તતિલકાવૃત્ત.

આવ્યો ઉંચા ભુવનથી ઉતરી જ નીચે,
શ્રીમાન્ સુરેશ તહિં જોઈ જ કામિનીને;
"ઓ કામિની શ્રીમતિ ! ના ઘટતું ત્હને આ,
"શા માટ આવી અહિં હાવી જ તું દશામાં. ૨૪
"મોઘું અમુલ્ય વસુધા તણું પુષ્પ તું છે;
"કન્યા જ ગ્રામ્ય સમ વસ્ત્ર સજ્યાં જ શાં ત્હેં!"
"આવી છું વસ્ત્ર ધરી ગ્રામ્ય દરિદ્ર યોગ્ય,
"સંપત્તિ યોગ્ય મુજ તે બધું છે જ સત્ય." ૨૫

તે બોલી "જન્મથી દરિદ્ર ગરીબ હું છું;
"ને છું નહિં શ્રીમતી કામિની તેજ તો હું."

## શિખરિણી.

"અરે વ્હાલી મ્હારી ! નવ કર્ય તું ચેષ્ટા મુજ તણી,
"ખરે હું ત્હારો છું મન વચન ને કર્મ બળથી;
"હવે ના ચેષ્ટા તો" કહ્યું વિનવતાં તે જ યુવકે,
"સમસ્યા ત્હારી આ નવ શકું ઉકેલી, કઠિન છે." ૨૬

## તોટક.

નવ શ્રીમતી હિમ્મત હારી ગઈ,
તરુણી અતિ ગર્વથી ઊભી રહી.
રહી જોઈ શ્રીમાન સુરેશ તણાં
નયનો નિજ ચક્ષુ ઠરાવી જ ત્યાં. ૨૭
કહી વાત બધી નિજ ધાત્રી તણી,
સમજાવ્યું બધું, કશું ગુપ્ત નહિં;
સુણતાં હસીયો જ કુમાર વળી,
જઈને કીધું ચુમ્બન વ્હાલ થકી. ૨૮

## અનુષ્ટુપ્.

અધિકારિણી વ્હાલી જો નથી જન્મ થકી જ તું;
અને જો ના, વધો તે તો, ખરો હું હકદાર છું; ૨૯

## વસન્તતિલકાવૃત્ત.

"જો જન્મથી જ યુવરાણી નહોય તું તો,
"ન્યાયાનુસાર વળી વારસ છું જ હું જો,

"એકત્ર લગ્નવિધિથી થઇશું પ્રભાતે;
"ને સર્વદા શ્રીમતી કામિની તું જ રહેશે." ૩૦

સપ્ટેમ્બર તા૦ ૧૯-૧૯૦૭.

---

## યાચકપુત્રી.

### હરિણી.

હૃદય ઉપરે તે કન્યાએ સુબાહુ મુક્યા હતા,
દીસતી જ હતી બાળા એ તો અવર્ણ્ય મનોહરા;
લલિત ચરણે ધાર્યાં ન્હોતાં વિભૂષણ શોભિતાં,
નૃપ સમીપ તે આવી ઊભી દરિદ્રની કન્યકા. ૧

### મન્દાક્રાન્તા.

ધીમી ચાલે, મુકુટ ધરીને રાજ્યસિંહાસનેથી,
આવ્યો લેવા નૃપ ઉતરીને માનથી સુન્દરીને;
જોતાં સર્વે અમીર વદીયા આ ન આશ્ચર્યકારી,
બાળા ચારૂ કુસુમ સરખી તે થકી માન પામે. ૨

### હરિગીત.

શ્યામ વાદળીઓની વચ્ચે ચન્દ્ર જેમ દીપી રહે,
શોભંતિ તેવી બાલિકા યાચક તણાં વસ્ત્રો વિષે;
એકે વખાણ્યાં ચક્ષુ ત્હેનાં, કોઇએ ઘુટિકા વળી,
ને શ્યામ કેશ વખાણીયા, તો કોઇએ વદનાકૃતિ. ૩

### શિખરિણી.

કંઇ એવું ન્હોતું મધુર મુખડું દીઠું કદીએ,
બધી તે ભૂમિમાં નહિ સ્વરૂપમાં દિવ્ય સમ તે;

વધો રાજા તેથી શપથ દૃઢ નિશ્ચિંત લઇને,
થશે રાઝી મ્હારી નક્કી જ પ્રિય બાળા ગરીબ તે. ૪

ડીસેમ્બર તા૦ ૫-૧-૧૯૦૭

---

## પ્રભુપ્રસાદીની અર્પણપત્રિકા.

### વસન્તતિલકાવૃત્ત.

જેની કૃપા મદદથી કર્યું કાર્ય છે આ-
ગીતો તણો સમૂહ તે પ્રભુપ્રાર્થનાનાં,
ત્હેને અતિ વિનયપૂર્વક દીન બાળા,
અર્પે પ્રસાદીતરીકે લઘુ કાવ્યમાળા.

ડીસેમ્બર તા૦ ૧૭--૧૯૦૮.

---

## દક્ષિણયાત્રાની અર્પણપત્રિકા.

### લલિત છંદ.

ગુણી પવિત્ર તું માત મ્હારી જે,
વિચરી આંહિથી ત્યાગી સર્વને,
પ્રભુ તણા શુચિ ધામમાં રહી,
નજર નાંખતી પ્રેમથી અહિં;
સ્મરણ આવતી વ્હાલી માત તું,
તુજ દયા પ્રીતિ જે અનુભવ્યું,
સ્મરી અને પ્રીતે માત-'આત્મને,'
દીન હું બાળકી અર્પું આ ત્હને.

ડીસેમ્બર તા૦ ૨૪ મી ૧૯૦૮, ગુરૂવાર.

---

## હૃદયભગ્ન યુવતી.

### હરિગીત.

સન્ધ્યા સમે પ્રસરી હતી સંપૂર્ણ શોભા નભ વિષે,
ને રાત્રીદેવી ધીમી ચાલે આવતી દૂરથી દીસે.
પક્ષી સહુ ટોળે મળી નિજ ગૃહ ભણી પાછાં વળે,
સુરમ્ય પુષ્પ તણોજ સુરભિ વાયુ સ્હાથે જઇ મળે. ૧

### ઉપેન્દ્રવજ્રા.

નદી તટે તે સમયે ફરે છે,
યુવાન ને સુન્દર યુવતી બે.
મૃદુ સુશીલા અતિ યુવતી તે;
વળી મીઠો ગંભીર યુવકે છે; ૨

### હરિગીત.

સંબન્ધી તો બે યુવક યુવતીનાં હતાં પતિ પત્નિ ને,
પણ ગાઢ સંગે પ્રેમબંધે પૂર્ણ બંધાયેલ તે;
તે પ્રેમ પણ નવ મુખ થકી દર્શાવતાં અન્યોન્ય ને,
નિજ હૃદય સમજી પ્રેમ પરખી વૃત્તિ સહુ મનમાં સહે. ૩

### ઉપેન્દ્રવજ્રા.

ખુલી જવા ભેદ સમો થયો છે,
નિર્માણ તો તે દિન આજનો છે;
અપૂર્વ પ્રેમે પુર પાત્ર છે બે,
હવે વધૂ તો ન ગ્રહી શકે તે. ૪

## હરિગીત.

દીન યુવતી દુઃખી ચિત્તથી ચાલે ન બોલે કાંઇ તે,
તે દેખી યુવકે હસ્ત ઝાલ્યો મુખ રહ્યો ક્ષણ જોઇ તે;
શું દુઃખ છે ? શું ખોટ છે ? ઉંચ વંશમાં તુજ જન્મ છે;
પિતુ માતુ બંધુ સર્વ જે તે માત્ર તુજ વશમાંજ છે.
સહુ વિધ સુખી સંબંધી પ્રિય તોએજ છે ઊદાસી શી,
તે ગુપ્ત વાતો ખોલી દે લજ્જા ન રાખીશ તું કશી. ૫

## ઉપેન્દ્રવજ્રા.

ઊંચું કરી મુખ જરા વધારે,
દૃષ્ટિ ઠરાવી પ્રિય મુખ સ્હામે;
મીઠું દુખી સ્મિત કરી અને એ,
વદી ધીમેથી યુવતિ સુસાદે. ૬

## હરિગીત.

નહિં કહું, કહું શું ? સમજુ ના હું ચિત્ત મુજ અસ્વસ્થ છે,
મુજ વાત દુખની અન્યને કરી દુઃખી કરવા નવ ગમે;
નથી જાણવામાં ફળ કશું ન ઉપાય કોઈ હાથમાં,
પણ હા ! ખરો ઊપાય છે હે ! યુવક ત્હારા સાથમાં. ૭

## ઉપેન્દ્રવજ્રા-વંશસ્થ.

દૃષ્ટિ થઈ એક વદી રહેતાં,
અન્યોન્ય ચક્ષુ સ્વપ્રીતિ કહેતાં;
વધુ ક્ષણો ના યુવતી ટકી શકી;
અશ્રુ ઝર્યાં પ્રેમની લાલી તો દીપી. ૮

### હરિગીત.

કર એક યુવક સ્કંધપર ને એક મસ્તક મૂકીને,
શીર ચારુ પ્રિયના હૃદયપર નાખી દીધું તે યુવતિએ.
અબળા બની સબળા અને નિજ આત્મ શૂર બતાવતી,
કરી વાત છે તે પ્રેમની જ્યાં યુવક હિમ્મત હારતી. ૯

### ઉપેન્દ્રવજ્રા.

સુણ્યા પછી કાંઈક શક્તિ આવી;
પ્રેમી કૃતે બાળકી વાચ લાવી.
કર્યો ઉઘાડો નિજ ગુપ્ત પ્રેમ;
પ્રિયા તણો અગ્નિ શમાવી એમ. ૧૦

* * * * *

### હરિગીત.

બે વર્ષ વિત્યાં પ્રેમીને અત્યંત સુખમાં ગાળતાં,
હજી માત્ર પ્રીતિ વાતથી નિજ પ્રેમ અગ્નિ ઠારતાં.
પ્રેમી રૂપે પતિપત્નિથી આનંદ કાંઇ અપૂર્વ છે,
તે માણવા નવ લગ્નથી બે પ્રેમીઓ બંધાય તે. ૧૧

### ઉપેન્દ્રવજ્રા.

ધાર્યું ન થાએ કંઈ માનવીનું;
રહ્યું પ્રભુ હાથ બધું જીવોનું.
અહિં પ્રભુએ અકલિત શક્તિ,
યુવાનને ચિત્ત ચલાવી દીધી. ૧૨

### હરિગીત.

ત યુવકનાં માતાપિતા નવ વાત પ્રેમની જાણતાં,
બાળા બીજીનાં લગ્ન પુત્રની સાથ કરવા માણતાં.

મુગ્ધા નિહાળી છે યુવાને મન ચળ્યું યુવતી ભુલ્યો;
દીન યુવતી ના સ્હમજી શકી ક્રૂર પુરુષમાં તે પ્રેમ શો! ૧૩

ઉપેન્દ્રવજ્રા.

દુર્ભાગ્યથી યુવતીએ સુણ્યું છે,
યુવાનનાં લગ્ન બીજે થશે તે.
સ્વસંમતિ આપીજ પ્રેમીએ તે;
યુવાનના તાત ત્વરા ચહે છે. ૧૪

હરિગીત.

દીન ભોળી તે યુવતી સ્મરે પ્રિય પ્રેમીનું મુખ દેખું ક્યાં?
નથી ભાળ થોડા દીનથી પુછ્યું "આ સુણ્યું શું વ્હાલમા?"
સુણતી પ્રશંસા રૂપની બીજી જ તે બાળા તણી,
નિહાળવા સ્પર્ધાર્થી મુખ એ યુવતી આતુર છે બની. ૧૫

ઉપેન્દ્રવજ્રા.

પુરી થઈ એ અભિલાષ ત્હેની;
ચાલી ગઈ આશાજ સ્હાથ ત્હેની.
યુવાનના પ્રેમની આશ ખોઈ,
મનોહરા ચારૂ કુમારી જોઈ. ૧૬

હરિગીત.

આવ્યો યુવાન બની અજાણ્યો નિજ પ્રિયાને ભેટવા,
દેખી દૂરેથી યુવતિ બોલી "નાથ, મોંઘા કેટલા."
જ્યાં સમીપ આવી કર ગ્રહે ત્યાં યુવતિ ન્હાશી દૂર ગઈ,
"હાં, હાં, રહો ત્યાં પાસ નહિં મુજ હસ્તને ઝાલો નહિં." ૧૭

### ઉપજાતિ-વંશસ્થ.

જણાયું સર્વે પરખી ગયો તે,
અસત્યથી તો નવ ચાલશે હવે.
કિન્તુ વિચાર્યું કહું તાત પાસે
કોઇ સમે ના મુજ ધાર્યું થાશે. ૧૮

### હરિગીત

બોલ્યો અસત્ય યુવાન તે પણ યુવતિ સર્વ કળી ગઈ;
બાળા ગમી છે પ્રેમીને નવ છોડશે સમજી ગઇ.
ને સત્ય ખુલવા વિનવિયો યુવાનને બહુ બહુ રીતે,
"આ ભેદ શેનો બોલી દ્યો ઘટતું ન વર્તન આ રીતે." ૧૯

### ઉપેન્દ્રવજ્રા.

યુવાન એ વાકયથી પીગળ્યો છે,
જણાવવા તત્પર તે થયો છે.
અસ્થિરતાને મમતા સહુ તે,
નીચે મુખે દુઃખિત સાંભળે છે. ૨૦

### હરિગીત.

શું કરવું વ્હાલી! બોલું શું નવ મુજ મતિ તો ચાલતી,
હું અહિં રહું તે વેળ તું સમ પ્રિય તે નવ લાગતી;
પણ તે સમીપે તું અને સર્વે પ્રીતિ ભૂલી જતો,
તું પ્રિય કે તે વ્હાલી તે હું કાંઇ પણ નવ સમજતો. ૨૧

### ઉપજાતિ.

નથી થતી વૃત્તિ જ ત્યાગવા બે,
ચહું રહો બે મુજની જ સંગે;

લાગે પ્રીતિ એક સમાન બન્ને,
વ્હાલી ખરૂં સર્વ કહું છું તુંને. ૨૨

હરિગીત.

સુણતાં જ આવા બોલ યુવતિ કેળ વૃક્ષની સમ પડી,
ને યુવક કેરા ચરણ નીચે રુદન અતિશય તે કરી;
નદીંહેણુ જેવી અશ્રુધારા ચક્ષુમાંથી નીકળી,
તે યુવક પાદો ભીંજવ્યા તે ત્યાંજ તો ઊભો ઠરી. ૨૩

ઉપજાતિ.

અતિ રડીને મન ખાલી કીધું,
પછી ધીરેથી મુખ ઉંચું કીધું;
"વ્હાલા હવે ના દુખી કાંઈ થાશો,
આ રંકનું મુખ ન કયાંઇ જોશો." ૨૪

હરિગીત.

પણ છેલ્લી વખતે આ કહું છું પૂર્ણ મનથી સાંભળો,
મુજ આશીષો લ્યો પ્રિય બન્ને સર્વદા સુખી બનો.
ખરી પ્રીતિના નવ હોય ભાગી એક સ્થળમાં તે રહે,
તું સમજતો નથી પ્રેમ શું! સાચી ખુબી કયાંથી લહે? ૨૫
મ્હારી હવે આ જગતમાં નહિં પ્રીતિ કોઈ સ્થળ ટકે,
છે એકમાં પૂરી મ્હને તે પ્રેમીને નવ કાંઈ તે;
તું જ્યાં રહે ત્યાં સુખી રહે પ્રાર્થીશ એ પ્રભુ પાસ હું,
ને એ વિભુના ગુણ ગાવા એકલી હું જાઉં છું. ૨૬

ઉપજાતિ.

ગઇ ઉઠીને યુવતિજ ત્યાંથી;
સ્થંભી ગયો છે યુવકે બધાથી.

બાળાની સંગે સુખમાં રહેશે;
ને દુઃખ સર્વે યુવતિ સહેશે. ૨૭

અનુષ્ટુપ્.

ફરે છે એક પ્રીતિને યુવતિ સમજાવતી;
કહાડે છે સમો બીજો પ્રભુને સ્મરતી જતી. ૨૮

જાન્યુઆરી તા૦ ૨૬-૧૯૦૯ સોમવાર.

---

## પુષ્પ.

મન્દાક્રાન્તા.

ચારૂ વૃક્ષો થકી પૂરિત છે એક ઉદ્યાન રૂડો,
વાયુ આવી શરદ લહરી ત્યાંહીં ફેલાવી દેતો;
ન્હાનાં મ્હોટાં વિવિધ કુસુમો દીપતાં કુંજ માંહી,
પંખીઓના મધુર સ્વરનાં ગાન સુણાય ત્યાંહી. ૧

ઉપેન્દ્રવજ્રા.

ઉદ્યાનની મધ્યમમાં દીપે છે,
પ્રાસાદ તો એક સુશોભિતો છે;
ત્હેને જરૂખે ઉભી એક બાળા,
સુણે સ્વરો પંખી તણાજ કાલા. ૨

અનુષ્ટુપ્.

મુખમુદ્રા થકી ભાસે, વાટ તે જોતી કોઇની;
દૃષ્ટિ છે દ્વારની સામે ઇચ્છા છે નિજ ભાઈની.
વીર વ્હાલો સ્વશાળાથી આવતાં દૂરથી દીઠો;
વાટીકા મધ્ય પુષ્પોને દેખીને સ્થંભી તે ઉભો. ૩

ઉપેન્દ્રવજ્રા.

ચારુ સુરંગીત ગુલાબ પુષ્પ;
ભર્યું સુવાસે તહિ હોડયું લક્ષ.
પ્રીતિ થકી તે નિજ બ્હેનની સારૂ;
તોડી જવાને મનમાંહી ધાર્યું. ૪

અનુષ્ટુપ.

પત્ર સ્હાથે ચુંટયું પુષ્પ લીધું તે નિજ હસ્તમાં;
જુએ છે તે ભગીની તે બન્ધુ જાણે ન હર્ષમાં. ૫

તોટક.

જઇ દોડી ગયો પ્રિય બ્હેનીપ્રતિ;
ફુલ અર્પ્યું જ તે અતિ પ્રેમ થકી.
ગ્રહી પુષ્પ વીરા શીર હસ્ત મુકી,
લીધું ચુમ્બન એક પુરી પ્રીતથી. ૬

અનુષ્ટુપ.

ભેટ તે પ્રેમની બ્હેને શય્યાની પર છે મુકી;
રાત્રીએ લઇને સુતી દૂર તે ન કરી જરી. ૭

ઉપેન્દ્રવજ્રા.

ઉઠી પ્રભાતે લીધું પુષ્પ હાથે;
"અરે! થઈ શી સ્થિતિ ઇશ! આતે."
બન્ધુ સમીપે જઇને વદી તે;
સમો જતાં સર્વની આ દશા છે. ૮

હરિગીત.

વ્હાલા વીરા! આ પુષ્પ જોઇ બીજા તો મુજ મન થયું;
શું ઉત્પતિ પછી સર્વનું નિર્મિત છે આવું થવું?

કાલે હતું એ પુષ્પ કેવું મધુર સુન્દર શોભિતું;
આજે ગયું કરમાઇ તેને સુરભિએ ગઇ શું થયું?" ૯

અનુષ્ટુપ.

સુણીને બ્હેનની વાત અતી ગંભીર સાદથી;
શાન્ત વીર વદ્યો ધીમે સુણ તું મુજ વાતડી. ૧૦

હરિગીત.

"મુજ વ્હાલી બ્હેની પુષ્પ એ નથી શકતું તો ખમી વિરહને;
થઇ દુર્દશા મુજ દોષથી મ્હેં ચુંટી લીધું તેહને.
નિજ સ્થાનમાં યદિ હોત તો ઝટ જાત સૂકાઇ નહીં;
પાડ્યું વિખૂટું સ્થાનમાંથી દુર્દશા તેથી થઇ. ૧૧

તોટક.

નિજ સ્થાન થકી વિરહી જનની
દુઃખથી ફુલ જેવી દશા જ થવી.
મુજ પુષ્પ રૂપી મુજ બ્હેનડી તું,
વિખુટી નવ તો કદી પાડીશ હું." ૧૨

અનુષ્ટુપ.

કહી પ્રેમેથી લીધો તે બન્ધુએ ભગિની કર;
અન્ય વાતો થકી ભૂલ્યાં પુષ્પ વાત પીડાકર. ૧૩

ફેબ્રુઆરી તા૦ ૧૬-૧૯૦૯
બુધવાર.

---

## મૃત્યુ શય્યા.

શાર્દૂલ.

પોઢી એક કુમારિકા મૃદુ દુઃખી શય્યા શુચી માંહિ છે,
વ્યાધિગ્રસ્ત દીસે છતાં મુખપરે શાન્તિ છવાઈ જ છે;

છૂટીને શિર શ્યામ કેશ વિખર્યા સર્વે જ શય્યા વિશે,
ચિન્હો સર્વ નિહાળતાં દુઃખતણું આ મૃત્યુ શય્યા દીસે. ૧
શુદ્ધિના દીસતી કંઈ યુવતિને ના દર્દનો પાર છે,
ભાસે તે મધુરું કુસુમ જગમાં પાછું નહિ ખીલશે;
મૃત્યુ જીવન દેવ બેઉ યુવતિ સારુ કરે યુદ્ધને,
ખેંચે એક પ્રભુ તણા ગૃહભણી સંસારમાં અન્ય તે. ૨

અનુષ્ટુપ્.

મૃત્યુના દેવને ભાસે ઘટે ના ફુલ આ અહિં,
શુચીને શુદ્ધને સારૂ આ સંસાર નકી નહિ; ૩
અન્ય દેવ ચહે છે આ પુષ્પ સંસાર ભોગનું,
થશે તે જીંદગી માંહે શાન્તિ દાયક સર્વનું; ૪
* * * * * *
પિતાની લાડકી બાળા માત્ર તે પુત્રી એકલી,
અતિ પ્રેમે રહે સંગે વિયોગી ન કરે કદી; ૫
ગમ્યું તે ના વિધાતાને ચહ્યું છે પાડવા જુદાં,
વિયોગ તે સદા સારુ સહેવાશે નહિં અહા ! ૬

શાર્દૂલ.

પુત્રીના દુખથી બહુ પિડિત તે પ્રેમી પિતા આવીયો,
આવી તે જઇને કુમારી સમીપે શય્યા ગ્રહીને ઊભો;
"વ્હાલી લાડકી બાલિકા ઉઠ અરે ! તું ચાલ્યતે ખંડમાં,
હું ત્હારા વિણ એકલો નવ રહું રાખું ત્હને સંગમાં. ૭
લેશું ભોજન સ્વાદુ મીઠું મીઠડી હું ને તું એકાન્તમાં;"
ભૂલ્યો તાત સુણે ન પુત્રી કંઇ તો છે સૂતી બેભાનમાં;
પુત્રી સ્હાય પિતા તણી સમજને શુદ્ધિ ઉઠી ચાલી છે,
દુઃખીના મનની દશા સમયમાં, આવી સદા થાવી છે. ૮

### અનુષ્ટુપ.

તાતને પરખ્યા વિણુ બાળાએ એજ હાલમાં,
ચક્ષુ ખોલી કર્યું હાસ્ય નહિં તે કંઈ ભાનમાં, ૯
હાસ્યથી મૃત્યુનો દેવ મોહીને મધુરી પર,
દોડી આવ્યો ચુંટી લેવા ગ્રહ્યો તે બાલિકા કર; ૧૦
પ્રભુ ધામે ગઈ બાળા પિતાને એકલો મુકી,
થયું છે પૂર્ણ તે યુદ્ધ જીંદગી નેમ છે ચુકી; ૧૧

### તોટક.

સ્વજનો સહુનાં બહુધા અહિંથી,
પડતાં વિખુટાં દુખ તેથી અતિ;
ઇશસ્હાય રૂપી ખરી આશ થકી,
ખમવું લખ્યું છે વિધિએજ નકી. ૧૨

એપ્રીલ તા. ૧, ૧૯૦૯ ગુરૂવાર.

---

## સ્મશાન ભૂમિ.

### મન્દાક્રાન્તા.

સન્ધ્યા કાલે, નદી સમીપના, બાગ માંહેથી દીઠી,
મ્હોટી ગાઢી, દહન ભૂમિને, ચિત્તની શાન્તિ ખૂટી;
રાતા પીળા, અતિશય ધૂમે, પૂર્ણ આકાશ છાયું,
દેહો રૂપી, બલી ગ્રહી જવા, મૃત્યુએ ત્યાં જમાવ્યું. ૧

### શિખરિણી.

બહુ આમ્લી વૃક્ષો નદી તટ વિષે સ્થિરજ ઉભાં;
અને એ શાન્તિમાં ગભીર દીસતી મૃત્યુ ભૂમિકા;

ચિતા ધીરા વીરા ઉંચ નીચ જનોનીજ હતી,
જુદે જૂદે સ્થાને રહી હૃદયને ખિન્ન કરતી. ૨

દ્રુત વિલંબિત.

ઘણી બળી ગઈ છેજ ચિતા અહિં,
હજી વળી બળશે વરસો મહિં. ૩

શિખરિણી.

પરંતુ એ દેખી સ્મરણ થયું જાનાર પ્રિયનું,
ન પ્હેલાં જાણું હું મરણ થતું કેવું દુખદ તું;
અરે મૃત્યુ શું તે કંઇ નવ હતું ભાન મુજને,
રહુ હું આનંદે મમ પ્રિય ભગીની સહ ખરે. ૪

શાર્દૂલ.

મૃત્યુ દેવ છુપાઈ પૂર્ણ સમયે પેઠો હમારે ગૃહે,
ખેંચી લીધી ગરીબ મ્હારી ભગીનીના દુઃખ હૈયું સહે;
એ શોકેથી છવાઈ વ્હાલી જનિતા દુઃખી બહુ તે બની,
વ્યાધિના રૂપથી દુખે પ્રકટીને વ્હાલી જનેતા ગૃહી. ૫

મન્દાક્રાન્તા.

થોડા કાળે, દરદથી પીડા, પામીને માત ચાલી,
મૂકયાં બાળો, રુદન કરતાં, સૌ ગયા યત્ન ખાલી;
ના બોલી તે, મન નવ ખુલ્યું, બાલુડાંથી જરાએ,
ભાસે છે હા! સ્હમજી સહુ તું બોલી પીતાની પાસે. ૬

હરિગીત.

છેલ્લે દિને જવ-પુત્ર તવ-મ્હારા વીરા આવ્યા કને,
“કયાં જાવ છો શું ઉઘડી શાળા કેમ ના બોલો ત્હમે;

"છે પુત્રો મ્હારી ક્યાં અરે ના તું પીડા મુજ દર્દથી,"
જઇ બેસતામાં ભાન ખોયું છૂટી ચાલી સર્વથી. ૭

### શાર્દૂલ.

ચાલી તો ગઈ કિન્તુ મૂકી ગઇ છે સર્વે પ્રીતિ તાતમાં,
માનીએ પિતુને હમે પ્રીત થકી–બે–માત ને તાતમાં;
માતા થાય વળી સમે પિતુ બને રાખે પુરા લાડમાં,
એવું સોપ્યું સમસ્ત માત પિતુને ના ખોટ કો વાતમાં. ૮

### હરિગીત.

વળી પુત્રો સારુ ભક્તિ પ્રભુની, સેવ તાત મુકી ગઈ,
એ બે તણા આધારથી એ દિવસ નિર્ગમી છે રહી.
શ્રદ્ધા પુરી છે ઈશમાં મળશું જ ત્હેના ધામમાં,
સેવા બજાવીશ તાતની, લાગીશ ત્હેના કામમાં. ૯

### મન્દાક્રાન્તા.

સંતોષી છે, મુજવૉર બધા, માત રહેજે સુખી તું,
સર્વે કાળે, સ્મરણ કરીએ, ને સદાએ સ્મરીશું;
સર્વેને છે, હૃદય મહિં તે, ઈશ વિશ્વાસ પૂર્ણ,
માતા વ્હાલી, પ્રભુ ગૃહવિષે, તું હશે સૂખી પૂર્ણ. ૧૦

### અનુષ્ટુપ.

વદે છે સર્વ લોકો કે માત જાતાં પિતા નહિ,
હમારે તે નથી માન્ય પ્રીત માતે મુકી અહિ. ૧૧
રહેજે તેથી ઓ માતા! પૂર્ણ સંતોષીને સુખી,
નિર્ગમે છે જનો ત્હારાં દિનો સંતોષી, ના સુખી. ૧૨

### હરિગીત.

અન્તે કરૂંછું વિનતિ આત્મા માતના તુજને અરે!
પ્રેરે સદા તું જે રીતે તેવું સદાએ પ્રેરજે;
મુજ વ્હાલી માતા, બ્હેની પ્રભુના ધામમાં ભેગાંમળી,
હિન નિર્ગમો, સહુ આવીશું કર્તવ્ય આંહીં પુરાં કરી. १३

### મન્દાક્રાન્તા.

સન્ધ્યા કાલે, નદી સમીપના, બાગ માંહેથી જોઇ,
મ્હોટી ગાદી, દહન ભૂમિને, ચિત્તની શાન્તિ ખોઈ;
દેખીને તે હૃદયની મહિં, કલ્પનાઓ ઉઠી છે,
શું શું બોલું ઉર ઉભરતું, ના તુટ્યાની ખુટી છે. १४

તા० २०-४-१९०९ મંગળવાર

---

## નિદ્રા દેવી.

### વસન્તતિલકાવૃત્ત.

નિદ્રા ગઇ મમથી કેમ રીસાઇને તું,
ત્હારા વિના પુરી ન શાન્તિ નહિં સુખી હું;
રાત્રી સમે જવ પડે મુજથી વિછૂટી,
ઊરે તદા બહુ તરંગની ધાર છૂટી. १

### હરિગીત.

બહુ યત્ન હું કરું શાન્ત રહેવા શાન્ત વાત વિચારીને,
"કેવાં જણાયે સર્વ પશુઓ ઘેર જાતાં ચારીને;
"પંખી તણા સુસ્વર સ્મરું વળી ગાઢ નદીના ઘોષને,"
બહુ બહુ વિચારું, જાય દૂર, હું થાઉં છું વશ રોષને. २

### શાર્દૂલ.

ના લાગે મુજને પ્રભાત સમયે કાંઇ મીઠું તું વિના,
ના આપે કુસુમો સુવાસ મુજને ના ચારુ તે તું વિના;
ના થાયે મુજ ચિત્ત સ્વસ્થ ન રહે ઉત્સાહ કાંઇ મ્હને,
વૃષ્ટિ જ્યાં નવ તું કરે નિંદ તણી ત્યાં સુખ ના કોઇને. ૩

### હરિણી.

પણ સ્ફુર્યું અરે! નિદ્રા દેવી ન કેમ તું આવતી,
સમજી ગઇ છું શા કાજે, હું ત્હને નવ ભાવતી;
ઇશ તવ પિતા ત્હેને તો, હું પુરી પ્રીતથી ચહું,
પ્રિય થઇશ હું એ દ્વેષેથી ન જાય ત્હને સહ્યું. ૪

### વસંતતિલકાવૃત્ત.

વ્હાલી સખી નહિજ ક્લેશ સ્વ બંધુઓમાં,
ના દ્વેષ એક પિતુના શિશુઓ પ્રીતિમાં;
ત્હારા પિતા મમ ગણું પ્રિય બ્હેનડી હું,
એ શ્રેય વાત મુજની પુરી તે લહી તું. ૫

### શાર્દૂલ.

છોડી દ્વેષ સદા તું દીન ભગિનીને સ્હાયકારી થજે,
તે સારુ પ્રભુ આપણા પિતુ તણી આજ્ઞા લઇ રાખજે;
અન્તે સ્હાયથી દેવી પૂર્ણ મુજને નિદ્રા મીઠી આપજે,
"ઓ! આવી ચહું તેથી દૂર તું થતી" એ સંશયો કાપજે. ૬

તા૦ ૨૧–૪–૧૯૦૯ બુધવાર.

---

## નિઃસ્વાર્થ પ્રેમ.

### હરિણી.

પ્રકટી ગગને રાત્રી દેવી પુરોજ ખીલ્યો શશી,
જગતની મહિં શાન્તિ દેવી રહી સઘળે વશી;
જન સમૂહ તે નિદ્રા દેવી વશે બનીને રહ્યો,
તરુ ઉપરથી કોકિલાએ મૃદુ સ્વર છે કર્યો. ૧

### અનુષ્ટુપ્.

શાન્તિ માંહીં સ્ફુર્યું સર્વે બન્યું જે કંઈ આજ તે,
વિચારો એ ડુબી જાતાં સ્મરાયાં ભૂત કાજને. ૨

### તોટક.

સહુ સ્વાર્થ થકી, પ્રભુ આ જગમાં,
વસતાં શુચી પ્રેમ ન કો સ્થળમાં;
ઈશ સ્વાર્થ વિના પ્રીતિ તું કરતો,
તવ કાં નવ એ જગ ફેલવતો. ૩

### અનુષ્ટુપ્.

અતિ વિચાર વેગેથી પડ્યો જે શ્રમ ચિત્તને,
તેથી તન્દ્રા જરા લાગી ગ્રહ્યું સ્વપ્નેજ ચિત્તને. ૪

### વસંતતિલકાવૃત્ત.

દીઠી ઉભી મધુર ચારુ કુમારી એક,
હસ્તે ગ્રહી કુસુમમાળ સુવાસ તેજ;
પાસે રમે વિવિધ જોડી કુટુમ્બીઓની,
ત્યાં અર્પવા કુસુમમાળ ચહે કુમારી. ૫

### હરિગીત.

ગઈ પ્રથમ ઉભી પત્ની પતિનું જોડલું ત્યાં "બાલિકા,
નિઃસ્વાર્થ પ્રેમની દેવી" દેખી સ્થંભી ઊભી ત્યાં જરા;

નિઃસ્વાર્થ કે નિર્દોષ પ્રીતિ દંપતીનોં ગણાય ના,
એવું નિહાળી દેવી ખસી ત્યાં પુષ્પ એ અર્પ્યો વિના. ૬

### વસન્તતિલકા.

ત્યાંથી ગઇ ભગિનીં બાન્ધવ જોડીં માંહે,
બંધુથીં બ્હેન બહુધા કંઇ સ્વાર્થ ચાહે,
તેવું જ કાંઇ વીર બ્હેનીં થકી ચહે છે,
તે સ્વાર્થ દેખીં મૃદુલા ગઇ ન્હારીં બીજે, ૭

### હરિગીત.

ત્યાં પુત્ર માતા સંગમાં ફરતાં હતાં આનન્દમાં,
પણ પ્રશ્ન કરતાં સમજી ગઇકે સ્વાર્થ છે તે સંગમાં;
માતા ચહે નિજ પુત્રને શ્રીમંત બનવા સુખકૃતે,
ને પુત્ર પણ માતાથીં સેવા સ્વાર્થી બનીને નિત્ય લે. ૮

### અનુષ્ટુપ્.

સહુમાં સ્વાર્થ દેખી નિરાશા થઇ દેવીને,
જતી’તી પાછી ત્યાં સ્થંભી એક જોડલું દેખીને. ૯

### હરિણી.

સમીપ ફરતાં આવ્યાં છે બે પિતા સહપુત્રીં તે,
નિરખી યુવતી સ્થંભ્યાં બેઊ પુછયું “પિતુ કોણ એ”
પિતુ બદલ તે દેવી બોલી નહિં અહિંની હું છું,
રહું પ્રભુ ગૃહે છું નિઃસ્વાર્થી પ્રીતિ તણી દેવીં હું. ૧૦

### હરિગીત.

જોયાં મનુષ્ય બહુ છતાં ના કોઇ સ્વાર્થ વિના દીઠું,
કિન્તુ તમોને દેખીં આશા આવીં તે લાગે મીઠું;

પુત્રી ! નહિ નિઃસ્વાર્થ પ્રીતિ તાત ઉપર ત્હારી છે,
પણ તાતના પુત્રી પ્રતિના પ્રેમની બલિહારી છે. ૧૧

શિખરિણી.

અતિ પ્રેમે અર્પે કુસુમ સમી બાળા કર થકી,
પિતુને-પુત્રીના કુસુમ તણી માળા હરખથી;
કરી તે કર્ત્તવ્યે ઉડી ગઇ જ દેવી નભ પરે,
પિતા પુત્રી દેખી સમજી સઘળું તે ઉર ધરે. ૧૨

અનુષ્ટુપ્.

થતાં પૂરું મીઠું સ્વપ્ન ગઇ તન્દ્રા ઉડી અને,
સ્મર્યું સર્વે પ્રભુ પર્ચો પ્રશ્નનો જ થયો મ્હને. ૧૩

તા. ૮-૫-૧૯૦૯ શનિવાર.

---

## સંગમ.

શાર્દૂલ.

મીઠા પ્રાત સમે હવા નદીતટે શાન્તિ વધારે જતી,
શ્રદ્ધા પૂર્ણ વિચાર વિશ્વપતિના પોતે વિકાસાવતી;
સામે પર્વત હારમાંથી નીકળે ભાનુ પ્રભા નાંખતો,
ચારુ રંગિત પદ્મને પ્રફુલવા રશ્મિ પ્રીતિ ફેંકતો. ૧

વસન્તતિલકા.

નિસ્તેજ થાય શશી અન્ય દિશાની માંહી,
આલાપતાં કુમુદ સર્વ વિયોગ જોઇ;
ઇર્ષા કરી કમળની દુખી થાય છે તે,
જાણે ન તે જગવિષે નિત એનું એ છે. ૨

અનુષ્ટુપ્.

હોય જ્યારે સુખી એક, અન્ય ત્યારે દુઃખી બને,
રહે જો એક આનન્દે, અન્યને રડવું પડે. ૩

હરિણી.

સરિત સરખી મૂળા મૂંઠા બની જઇ એકને,
ત્વરિત બનીં એ વ્હે છે તે બે જવા પતિની કને;
તરૂ બહુ દીપે બન્ને તીરે લીલાં કુસુમો અતિ,
વિવિધ વડની વાટીકાઓ સુશોભિત દીપતી. ૪

હરિગીત.

શોભિત જે ઉદ્યાન તેવા એકનીજ સમીપમાં,
રોકેલ છે તે પૂર્ણ વ્હેતી નદી તણો સંગમ ત્યહાં;
બાંધી ઉંચેથી જળ પ્રવાહ પ્રીતિ તણો રોકયા થકી,
એ મંદ પડતી સરિત નીચે મંદ વેગથી ચાલતી. ૫

અનુષ્ટુપ્.

પરંતુ જે સ્થળેથી તે, વ્હેણને અટકાવ્યું છે,
ખરો જુસ્સો રહ્યો મધ્યે, ખૂબી જુદીજ ત્યાંની છે. ૬

તોટક.

પડતાં તહીંથી નીચીં થાય જદા,
જળ ચક્ર સમું બનતું જ તદા;
વળીને નિજ ઊર્મી શમાવતી તે,
બનીં નમ્ર નદી સરખી જ વહે. ૭

હરિગીત.

આ ચક્ર પણ સંસારનું એ રીતથી ચાલે સદા,
વ્હેતાં પ્રથમ નવ ભાન રહે થાશે સહુનું શું કદા!

પણ મધ્યમાં ઇશ શક્તિ ઉર્મિ જોસને રોકે જદા,
બની નમ્ર આધીન થઇ પ્રભુને પાડતાં ધીમું તદા. ૮

શિખરિણી.

ન કો દીએ સ્થીરૂ, નદી સમ વહે જાય સઘળું,
સુખો દુઃખો આયુ, સમય શમતાં જાય સઘળું;
નથી આ સંસારે, કદી પણ ખરું સુખ મળતું,
નિહાળી સર્વે તે, ગહન સહુ છે, ચિત્ત બળતું. ૯

અનુષ્ટુપ.

રહેવું માત્ર સંતોષે દિનો ગાળી સુખી દુખી,
બાજી સર્વે પ્રભુ હાથે રાખશે નહિં તે લુખી. ૧૦

તા૦ ૧૮-૫-૧૯૦૯ મંગળવાર.

---

## સંવાદ.

નારાચ.

અતિ વિશાળ માર્ગ ધોરી પંથીઓ ફરે જયહાં,
તરુઘટાથી છાઇ અંધકાર છે રહ્યો ત્યાં;
સમીપ પંથો એક બાજુ એક ગિરિ શોભતો, ૧
જવા ગિરિ પરે નીચેથી માર્ગ એક ઓપતો;

શિખરિણી.

ચઢે એ માર્ગેથી શિખરપર બે પંથી હળવાં,
જણાએ તે બન્ને અતિ ગહન વાતો વમળમાં;
વયે પૂરા બેમાં-પુરુષ મુખથી તેજ પ્રકટે,
બીજી બાળા ન્હાની કુમળી મુખ નિર્દોષ પુર તે. ૨

હરિગીત.

ના મુખ ઉપરથી ભાસતું તે હોય વાત સુતા વળી,
ના મુખ ઉપરથી લાગતું તે નિકટ સંબંધી અતિ;
કિન્તુ કરે ખુલ્લા હૃદયથી વાત બે અન્યોન્યમાં,
દર્શાવતું તે પૂર્ણ સ્નેહી ચિત્ત પરખે છે ખરાં. ૩

અનુષ્ટુપ્.

નહી તે માત્ર સ્નેહી છે, છે રહસ્ય બીજું તહિં,
ગુરુ શિષ્યા ખરાં બન્ને તેથી બોલે મનો મહિં. ૪

શાર્દૂલ.

બાળા બોલી ઉદાસ ચિત્તથી "અરે! શું સુખ સંસારમાં,
બોલો પૂજ્ય ગુરુ! દશા જગતની શી! દુઃખ શું કારમાં?;
કહેવાયે પ્રભુ જો દયાર્થી પુરતો કાં સર્વને દુઃખ છે?
મ્હેં જોયું સઘળું ન કોઈ સ્થળમાં લેશે નહિં સુખ છે." ૫

હરિગીત.

"અજ્ઞાની કુમળી બાલિકા! તું પૂર્ણ હજી સમજી નથી,
ત્હેં જોયું શું? વય ત્હારો શું? પ્રભુની ખુબી ત્હેં લહી નથી;
નવ દુઃખ આપે ઈશ કોને તે કૃપાળુ પૂર્ણ છે,
નિજ કર્મ ભોગો ભોગવે જન સર્વ સહુના દોષ જે. ૬

વસન્ત તિલકા.

બાળા! નથી વળી જગે સઘળુંજ દુઃખ,
સંતોષને સહન શક્તિથી પ્રાપ્ય સુખ;
વિશ્વાસ રાખી પ્રભુમાં સ્થિર ચિત્ત રાખે;
તો યોગ્ય કામ બનતાં સહુ દૂર થાશે. ૭

અનુષ્ટુપ્.

નભે જ્યારે ચઢે વર્ષા રહેવું છત્રની તળે,
સસો થાતાં વિખેરાશે સૂર્ય તાપ સદા મળે. ૮

તોટક.

અતિ વૃષ્ટિ પછી જ્યમ સૂર્ય ગમે,
ત્યમ દુઃખથી સુખનું મુલ્ય વધે;
વળી જીંદગીમાં તુલના કરવી,
સુખમાં વસવું અતિ તુષ્ટ બની. ૯

અનુષ્ટુપ્.

શીખે જો સૌ મનુષ્યોએ વસતાં શાન્તિ માંહીં તો,
પ્રભુ પ્રીતિ દયા જાણે રહે ના દુઃખ કાંઇ તો–" ૧૦

ઉપેન્દ્રવજ્રા.

કીધી અતિ બોધથી ચિત્ત શાન્તિ,
કુમારીની ભાગીજ સર્વ ભ્રાન્તિ;
પ્રભુ પ્રીતિ પૂર્ણ વધારી આપી,
સુખી થવાની રીત છે જણાવી. ૧૧

તા૦ ૧૯-૫-૧૯૦૯ બુધવાર.

---

## નિર્મિત દશા.

દીંડી.

હતી જ્યારે હું બાલ્ય અવસ્થાએ,
કંઇક કલ્પના ઉઠતી નવીન ત્યારે;
મુખ્ય કલ્પના એ સર્વ માંહીં એવી,
થયાં હાસ્ય શોક–બે–વિચારવાથી. ૧

હરિગીત.

"રહે ઘુવડ શાન્તિમાં સદા રાત્રી તણી છાયા તળે,
જો રાત્રીથી તે ત્રાસ પામે તો સ્થિતિ કેવી બને?

છે મત્સ્યનો જળમાંજ નિત્યે વાસ તે ત્યાંહીં ખરે,
ને જો કદાપિ જળથી ત્રાસે, દીન તો તે શું કરે. ૨

દીંડી.

યત્ન બહુ કર્યા વિચાર ત્યાગવા એ,
કિન્તુ ના છુટી વધુ વધુ ભમાવે;
પ્રકટ થયું શોકનું રહસ્ય સર્વે,
એક દિન થયો પ્રકટ હાસ્ય મર્મે. ૩

હરિગીત.

"જે હાલ છે જગની દશા ને, જેવી હોવી ઇચ્છીએ,
કેવો રહ્યો એ મધ્યમાં, દુસ્તર મહા ઉદધિ ખરે;
જે સર્વદા રહેવું જ છે તોએ ગણીને ત્યાજ્ય તે,
તે સારુ વદીએ વ્યર્થ એ વચ્ચે રહેલો ભેદ છે." ૪

દીંડી.

કર્યું હાસ્ય આ વિચિત્ર દશા જોઇ,
સ્ફુર્યું તેવું ન વિસારું ભાન ખોઈ;
મત્સ્ય ઘુવડ તુલ્ય આપણે સહુએ,
દશા નિમિત છે તોય ત્રાસી જઈએ. ૫

હરિગીત.

"શું રાય કે શું રંકને શું વીર ને નિર્બલ સહુ–
જળ રાત્રી રૂપ આ જગતમાં ન્હેવા સહેવાને બન્યું;
આયુષ્ય એની સ્હાયથી કરવા પુરું નિમિત થયાં,
તોયે ગણી અઘટીત સ્થિતિને એથી કટાળી રહ્યાં.

હીંડી.

પામી ભય જગતથી ક્યાં જઇ વસીશું,
વધુ એ વિચારથી દુખી રહીશું;
તેથી મત્સ્ય ઘુવડ જેમ સદા રહેવું,
કરી સ્વકર્તવ્ય સર્વ પૂર્ણ કહેવું. ૭

દ્રુત વિલંબિત.

ધીરજથી પ્રભુચિત્ત દયા ધરે,
ધીરજથી પ્રભુ સ્હાય સદા કરે;
જગતનાં દુખ પાર કરાવી તે,
લઇ જશે નિજ ધામ તરાવી તે. ૮

તા૦ ૩૧-૫-૧૯૦૯ સોમવાર.

---

## વ્હાના વીરાને.

હરિગીત.

"વ્હાલા વીરા! તું કેમ બ્હારીમાં છુપી દૃષ્ટિ કરે,
દુખી બ્હેની પાસે આવતાં ભાઇ! તું કોનાથી ડરે;
એવી રીતે જોતાં નિહાળી શોક ઉર મુજ ઊપજે,
મુકી માત સમ ત્હેં પ્રીતિ પણ બ્હેની ન કાંઇ કરી સકે. ૧

મન્દાક્રાન્તા.

માતા જાતાં પ્રિય વીર અરે! સોંપ્યું છે સૌ મ્હને ત્હેં,
પ્રીતિ સર્વે દીન ભગિનીમાં અર્પી દીધી ખરે ત્હેં;
આજ્ઞા પાળે પુરી ઉલટથી માત તુલ્યે ગણીને,
જાતાં બોલે બની વિનીતને "જાઉં" એવું કહીને. ૨

હરિગીત.

એ નમ્રતા ને પ્રેમ દેખી હું દુખી તો બહુ બનું,
માતા રહી ના સુખ જોવા શું વદું ના સૂઝતું;

તું જેમ વધુ વધુ લાડતો ત્યમ માત હૈયે આવતી,
નિર્દોષ બન્ધુ ! એ પીડા ત્હારે ઉરે નવ આવતી. ૩

### મન્દાક્રાન્તા.

આનન્દી તું સઘળું પરખે તોય નિત્યે રહે છે,
સંતોષી તું ખરી સમજ છે તોય નિત્યે રહે છે;
મીઠા બન્ધુ ! કયમ સુખી રહે શીખ ત્હેની મ્હને દે,
લાગે છે કે પુર વિમળ છે તેથી તું શાન્તિમાં છે. ૪

### હરિગીત.

નહિ માત્ર તું નિર્દોષ તેથી પૂર્ણ શાન્તિમાં રહે,
પણ અન્ય ભાવ હું સમજી છું કે, કેમ તું આવો રહે;
છે ઈશમાં શ્રદ્ધા પુરી ને પૂર્ણ પ્રેમ ત્હને વીરા !
તેથી દયાળુ એ ત્હને આપે સદાએ ધૈર્ય હા ! ૫

### મન્દાક્રાન્તા.

મ્હારામાં તો વીર કંઇ નથી શુદ્ધતા તું સમી ને,
મ્હારામાં તો વીર વળી નથી ઈશભક્તિ પુરીએ;
જોઇ ત્હારું શીખીશ સઘળું એવી આશા મ્હને છે,
તે તો વ્હાલા ! પ્રભુ પુરી કરે ત્યાં સુધી આ સ્થિતિ છે. ૬

### હરિગીત.

તુજ સંગથી તે પૂર્ણ થાશે એમ માનીને સદા,
વસું સાથ ત્હારી ને હવે હું હામ હારું નહિ કદા;
પુરા કૃપાળુ ઈશ તુજને શાન્તિ સુખમાં રાખશે,
એ આશિષો છે બાલુડા ! દીન બ્હેની અન્ય શું આપશે ? ૭

તા૦ ૧૬-૬-૦૯ બુધવાર.



# દીન બાલિકા.

## પ્રથમ ચિત્રપટ.

### વસન્તતિલકા.

ચારૂ તળાવ અતિ શોભીતું ને વિશાળ,
વારિ થકી પૂરિત તે સઘળું રસાળ;
ખીલ્યાં બહું કમળ એ જળની મહીંને,
શોભા સરોવર તણી બહુ એ વધારે. ૧

### શાર્દૂલ.

મ્હોટા મંડપ ચાર બાજુ દીપતા વેલી લીલી છાઈ છે,
સર્વે સુન્દર પુષ્પ રંગિત થકી પૂરી છવાઈ જ છે;
લેવાને મધુ ભૃંગ યૂથ જઇને બેસે કુસુમો પરે,
ખૂટે જો મધુ તો ઉડી તહીંથીને બીજે જઇને ઠરે. ૨

### શિખરિણી.

પડેલી છે તીરે વિધવિધ શિલાઓ અહિં તહિં,
ફરે નાવે બેસી જન બહુ ક્રીડાર્થે જળ મહિં;
રમે ત્હેને કાંઠે વળી જન ઘણાં ભોગી, સુખીને,
અને સન્ધ્યાકાળે સુખદ સહુને તે સ્થળ બને. ૩

### હરિગીત.

તે શાન્ત સમયે તીરપરના એક મંડપ માંહીથી,
અતિ મંદ ચાલે નીકળી આવી એક બાળા ત્યાંહીથી;
જ્યમ શ્યામ મેઘ સમૂહમાંથી ઝાંખી વીજળી ઝબક દે,
ત્યમ શ્યામ લીલી વેલમાંથી બાલિકા ઝળકી ખરે! ૪

## હરિણી.

નૉકળીૉ ધીૉરથી, આવી બેઠી શિલાપર સુન્દરી,
મધુર મુખડું બે હસ્તોમાં મુકી નમઅ્યું જરી;
શીૉર ઉપરથી લાંબા કાળા સુકેશ છુટી ગયા,
વીખરીૉ સઘળા વાયુથી એ ઉડી બહુ છે રહ્યા. ૫

## અનુષ્ટુપ્.

ભાન ત્હેનું ન બાળાને પુરી છે તે વિચારમાં,
આકૃતિ મુખની જોતાં લાગે તે કંઇ દુઃખમાં. ૬

## હરિગીત.

એ બાલિકા આવેશમાં ધીમું ધીૉમું કંઇ વદી રહી,
"રે વિશ્વપતિ! કયમ મૂળથી મ્હારી સ્થિતિ આવી થઇ.
"ઓ જગતનાથા! કાંઇ તો બાળા ઉપર દૃષ્ટિ કરો,
"હું વિનવું છું કે એક રીતે કષ્ટ મ્હારું પરહરો— ૭

## શાર્દૂલ.

"ના મ્હારું બળ એવું ભક્તિ તણું કે જેથી હું શાન્તિ ધરું,
"ના મ્હારું સુખ શારીૉરિક જરીૉકે જેથી સુખે હું ઠરું;
"ના શ્રીમંત વળી પ્રભુ જન તણી સેવા હું જેથી કરું,
"ના શક્તિ કંઈ લેશ જેનીૉ મદદે હું લાભકારી ઠરું. ૮

## હરિગીત.

"આ સર્વ ભોગીજન સમી હું જો બની હત તો સદા,
"અજ્ઞાનીૉ આનન્દોથીૉ તુષ્ટ રહી ન થાત દુખી કદા;
"પણ કાંઈ તે નથીૉ, જન્મથી, ઉપયોગીૉ કાંઈ હું નહીં,
"તેથી હું યાચું નાથ મ્હારા પર દયા ધરજે કંઈ. ૯

### અનુષ્ટુપ્.

" આપજે તેથીઁ વિશ્વેશા ! એક જાતનું સુખને,
" મુખ્ય વ્હાલી મ્હને ભક્તિ જે થકી જન સેવ છે. ૧૦
" એ રીતે કરતાં કાર્ય જો આયુ પુરૂં થાય તો,
" રહે ના ખોટ કાંઇએ ઈચ્છા છે તે જ ઈશ ઓ !" ૧૧

### તોટક.

મૃદુ સુન્દરીઁનાં નયનો મહીઁથી,
વહતાં પુરૂં અશ્રુ ઝર્યાં જ અતિ;
ઉઠીઁ પાછીઁ ગઈ વળીઁ મંડપમાં,
થઈ શાન્તિ બહુ ફરી તે સ્થળમાં. ૧૨

તા૦ ૧૭-૬-૧૯૦૯ ગુરૂવાર.

---

## દ્વિતિય ચિત્રપટ.

### શાર્દૂલ.

એનું એજ તળાવ સ્થાન પણ એ કન્યા વળી એજ છે,
કિન્તુ કાળ વિરુદ્ધ છે, નવ દિસે સન્ધ્યા જરી કો દિસે;
સન્ધ્યાકાળ વિતિ ગયો ગગનમાં ભાનુ દીપી તેજ દે,
રશ્મિ ફેંકીઁ તળાવના જળપરે ત્યાં નૃત્ય તે આદરે. ૧

### વસંત.

કો, કો મનુષ્ય દીસતાં જળમાં તટે કે,
કો વૃક્ષ છાય મહીઁ બેસીઁ ધીમેથીઁ ગાયે;
કન્યા મધુરીઁ દીન બાલકી ત્યાં ફરે છે,
દૃષ્ટિ મનુષ્ય પ્રતિ પ્રશ્નની ફેરવે છે. ૨

### હરિગીત.

એ બાલિકાની દૃષ્ટિએ પડીયું અચાનક કોઈરે,
કો અન્ધ બેઠો વૃક્ષ છાયે તે ધીમું કંઇ ગાય છે;

હસ્તે ગ્રહી સારંગી ત્હેણે તાલ સુરમાં ગાન છે,
ને સમીપ જાતાં સમજી બાળા મધુર ત્હેનો સાદ છે. ૩

ગરબી.

સાચો એક પ્રભુ છે સહુનો નાથ જો,
સુણો મનુષ્યો! સાચો ત્હેનો સાથ જો;
કાર્ય એક અનુસરવી ઈચ્છા તાતની,
ભય શો ધરવો? અન્ય કાર્ય દરકાર શી? ૪

હરિગીત.

સંકલ્પ બાળાના તુટયાને હામ આવી ગાનથી,
ને વૃત્તિ ફેરવી ચાલતાં અટકી જરા કો વાતથી;
છે વૃદ્ધ એક સુતેલ શિલા ઉપર બેઠો યુવકને,
સ્વર શોક પુર છે વૃદ્ધનો "ભાઇ કરું શું તું કહે?" ૫

દીંડી.

દેહ વ્યાધિ રહિત ધની અતિ હું છું,
બીજી સર્વ રીતે પૂર્ણ તો ગણું છું;
કિન્તુ ઈશ વિષે ભક્તિ નથી લેશે,
થશે અન્તે શું? તે ન સુઝે લેશે. ૬

અનુષ્ટુપ્.

તોહ સુણ્યો કુમારીએ દૂરથી સ્વર અન્ધનો,
દીર્ઘ સાદે મીઠું ગાય, દાસને ભય અન્ય શો? ૭

ગરબી.

ભૂલેલાં બાળકને પ્રભુ છે દીપજો,
ભૂલ્યાં સમજે ત્હેને તેજસ્વી જ જો;
બને બનાવે સઘળું ત્હેને હાથજી,
ભય શો ધરવો અન્ય કાર્ય દરકાર શી? ૮

## હરિગીત.

બાળા તણું ઉર જાગીયું ફરી ત્યાંથી ખસી જરી ચાલતાં,
ત્યાં બે મનુષ્યો વાત કરતાં તટ ઉપર ઉભાં દીઠાં;
એકે મુકેલો હસ્ત શીરે ચક્ષુથી અશ્રુ વહે,
રે ભાઇ મ્હારે શરીર સુખનો અંશના કરું શું કહે? ૯

## ભુજંગી.

મ્હને ભક્તિની શક્તિ પૂરી દીધી છે,
વળી પૂરી નિષ્ઠા પ્રભુમાં કીધી છે;
પરન્તુ જરા કિંતુ કે પ્રાર્થું નાથ,
વ્યથા આવતી તૂટતી દિવ્ય વાત. ૧૦

## અનુષ્ટુપ્.

ફરી સુણ્યો કુમારીએ દૂરથી સ્વર અન્ધનો,
જરા ઉંચે સ્વરે ગાય, દાસને ભય અન્ય શો? ૧૧

## ગરબી.

પ્રાર્થન કીર્તન થાય નહીં તો શોકના,
આપેલી શક્તિથી કાર્યોની સ્પૃહા;
મનની વૃત્તિ પારખનારો તાતજી,
ભય શો ધરવો અન્ય કાર્ય દરકાર શી? ૧૨

## હરિગીત.

એ ગાન અટક્યું લેશ બાલિકા અતિ વિસ્મિત થઇ,
પ્રશ્નો તણા ઉત્તર મળ્યા શું દૈવી વાણી આ થઈ?
કિન્તુ થયું નવ કાર્ય પૂરું બાલિકા દષ્ટિ ફરી,
શ્રીમંત અતિ બે યુવક યુવતી વાત કરતાં ત્યાં વળી— ૧૩

### વસંત.

માતા નથી રહી અરે! સુખ મ્હારું જોવા,
સંતાન ના પ્રિય પતિ ખરું ભોગવે હા!
લક્ષ્મી તું આવી ક્યમના ઉપયોગી લેશે,
અગ્નિ બળે હૃદયમાં કરું આ શું વેશે. ૧૪

### અનુષ્ટુપ્.

અન્ય વેળા પડ્યો કર્ણે, સાદ તે ભક્ત અન્ધનો,
અતિ મ્હોટે સ્વરે ગાય, દાસને ભય અન્ય શો? ૧૫

### ગરબી.

શ્રીમંતોને શાન્તિ નથી જગમાંહિ જો,
એક વ્યથા દૂર થાતાં બીજી થાય જો;
શ્રેય જગતનું જનનું કરશે તાતજી,
ભય શો ધરવો અન્ય કાર્ય દરકાર શી? ૧૬
શરણાગત થઇ બનવું પ્રભુનાં દાસ જો,
તોજ ખરા સુખમાં થાશે જગ વાસ જો;
તાત કરાવે કરવાં કાર્યો તે પછી,
ભય શો ધરવો અન્ય કાર્ય દરકાર શી? ૧૭

### અનુષ્ટુપ્.

ગાન પૂરું થતાં પૂરી બની સંતુષ્ટ બાલિકા,
હસ્ત જોડી બની નમ્ર પડી તે અન્ધ પાયમાં. ૧૮
અન્ધ દેખે નહીં લેશે માત્ર કર્ણેથી પારખ્યું,
અજાણ્યાએ અજાણ્યું આ શ્રેયનું કાર્ય છે કર્યું. ૧૯

### શિખરિણી.

નિરાશાની સન્ધ્યા, નીકળી ગઇને સૂર્ય ઉગીયો,
ખરી સન્ધ્યા ન્હાસી, ગગનમહીં ભાનુ પ્રકટીયો;

મનોવૃત્તિ સર્વે, સજીવન થઇ હિમ્મત ધરી,
બધાં વૃક્ષો વેલી, સજીવન થયાં પંખીથી ફરી. ૨૦

તોટક.

મૃદુ સુન્દરીનાં નયનો મહીંથી,
સુણતાં બધું, અશ્રુ વહ્યાંજ અતિ;
બની તુષ્ટ ગઇ પછી મંડપમાં,
થઇ શાન્તિ ફરી બહુ તે સ્થળમાં. ૨૧

તા૦ ૨૦–૧૨–૧૯૦૯.

---

## સુવર્ણ કંચુકી.

શાર્દૂલ.

શોભે એક વિશાળ પર્ણકુટી તે ચારુ મનોહારી છે,
પૂરી સ્વચ્છ કુસુમ પૂર્ણ દીપતી વાડી જ ત્હેને મુખે;
ચૂંટી પુષ્પ, બનાવતી કુસુમની માળા સીતા સુન્દરી,
"અર્પું આ પ્રિયને" વિચાર કરતી "જ્યારે પધારે ફરી." ૧

અનુષ્ટુપ્.

પુષ્પમાળા ગુંથી બાળા ગઇ જ્યાં મૃગલાં ફરે,
ધાન્ય હસ્તે લઈ આપે, પ્રેમથી, ચરવા કૃતે. ૨

હરિગીત.

આવી ઉભા શ્રી રામ સ્વામી પાસ ત્હેનું ભાન નહિ,
નિર્દોષ સુન્દર મુખ પ્રિયાનું જોઇ મોદે મન મહિં;
કર એક મૂકયો ચક્ષુ પરને, જાનકી ભય પામી ગઇ,
પણ પાછું ફરી પતિને નીરખતાં સર્વ ભીતિ દૂર થઈ. ૩

નારાચ.

કરે વિનોદ હાસ્ય બે ઉભાં રહી સમીપને,
અચાનકે શ્રી જાનકીની દૃષ્ટિ દોરવાઈ છે;

ઉભેલ સ્હામી બાજુ ચિત્તહારી મૃગ એક જે,
સુવર્ણનું શરીર રત્ન ચક્ષુ બે દીપે ખરે. ૪

### વસંતતિલકા.

સીતા વદ્યાં “ પ્રિય પતિ નિરખો મ્હણે શું !
ચાલો તહીં દઇ જ ધાન્ય ગ્રહી લઇશું;
કિન્તુ મ્હને પિયુજી એમ સ્પૃહા રહે કે,
જો બાણુ નાંખી વિંધશો બહુ સારું એ છે.” ૫

### તોટક.

“ મુજ પ્રાણ પ્રિયા ! વધ કેમ કરું,
વિણુ દોષિતને કયમ ઠાર કરું;
વળી શું કરશો અહિં આણી પછી,
ઘટતું ત્હમને નથી આવું નકી. ” ૬

### હરિગીત.

“ વ્હાલા ! નથી મૃગલો દીઠો મ્હે જન્મથી આવો કદી,
એ જોઈ કંચન કંચુકીનું મન થયું મુજને પતિ;
મૃગ મારશો તો જે થશે આનંદ તે જાણો નહિ,
એ ન્હારી જાશે થાઓ વ્હેલા, શોક સ્હેવાશે નહિ. ” ૭

### શાર્દૂલ.

“ સીતા ! કંચનનાં મૃગો જગતમાં થાતાં સુણ્યાં ના કંઇ,
એ કો રાક્ષસ રૂપ તે બદલીને આવ્યો લહો કાં નહિ;
સર્વે દૈત્ય અરણ્યમાં ભમી રહ્યા જાણો સહુ તોય આ,
ઘેલી સ્ત્રી હઠને તજો કયમ નહિ શાણી સદાની પ્રિયા !” ૮

### ભુજંગી.

નથી આણવા આપની લેશ વૃત્તિ,
કહો આવું આવું મ્હને નાથ તેથી;

પરંતુ ન જાણ્યો થશે દુઃખ કેવું,
સ્પૃહા છેદવાથી થશે પ્રાપ્ત તે શું. ૯

અનુષ્ટુપ્.

કરે કોઈ અતિ ઈચ્છા પ્રાપ્ત નક્કી થશે ગણી,
ન તે થાતાં દશા કેવી થાય કેવું દુઃખી બની;
વળી મ્હેં આપથી કાંઈ માગણી કદી ના કરી,
પ્હેલી વારે કરી ત્યારે, આશા આવી નહિ ધરી. ૧૧

હરિગીત.

"જો એવી મમતા હઠ કરે તો હું આહુથી જાઉં છું,
પણ તેથી વિપરીત જે થશે તે જાણ એવું ચ્હાઉં છું;
લક્ષ્મણ વીરા! આવો ત્હમે સંભાળજો તમ માતને,
એ ઘેલીની આ ઘેલી હઠ શી! પુર્ણ થાશે આજ તે. ૧૨

શાર્દૂલ.

સોંપીને વિચર્યા ધનુષ્ય, લઈને શ્રી રામ સ્વામી વને,
* જાણે સર્વ, દશા પછીથી વનમાં શી જાનકીની બને;
સોંપેલા પ્રભુએ પિતુપતિ રૂપી કોથી વિરોધી થતાં,
થાએ શું કર્યું છે પ્રસિદ્ધ જગમાં દૃષ્ટાન્ત આ આપતાં. ૧૩

તોટક.

પ્રભુ કાર્ય મહીં વચમાં ન જવું,
ગૂઢ શ્રેય હશે ગણી ધીર થવું;
સહુ કાળ જતાં પરખાઈ જશે,
ફળ લાભ મળી, સુખ સાચું થશે. ૧૪

તા૦ ૧-૭-૦૯ ગુરૂવાર.

* જાણે સર્વ એટલે એ વાત પ્રસિદ્ધ છે કે પછીથી સીતાજીનું શું થયું. આ કાવ્ય કાલ્પનિક છે. રામાયણ અથવા બીજા કોઈપણ સંસ્કૃત કાવ્યનું ભાષાન્તર નથી. સુવર્ણની કંચુકી એ મુખ્ય બાબત ધ્યાનમાં રાખી આ કાવ્ય કરેલ છે. બાકીના સર્વ ભાગ સ્વતઃ ગોઠવેલ છે.

## કુમુદિનીનો પ્રણયકલહ.

### હરિગીત.

જળપૂર્ણ એક સરિત મધ્યે કુમુદિની પ્રફુલ્લી હતી,
નિજ મુખ મધુરું ખૉલવી સુરભી તે પ્રસારી રહી હતી;
વળી રાત્રી પડી પ્રિય ચન્દ્ર ઉદયની આશ મનમાં ધારતી,
દર્શનસ્પૃહા અતિશય થવાથી નભ તરફ નીહાળતી. ૧

### દોંડી.

ચન્દ્ર ઉદયકાળ પૂર્ણ થતાં પહેલાં,
દૈવયોગે બહુ વાદળાં ચ્હડેલાં;
તેથી લેશ પણ શશી નહિ પ્રકાશ્યો,
અને કુમુદ તણો સર્વહ નાશ્યો. ૨

### દ્રુત વિલંબિત.

કુમુદિની મુખડું નિચું તો કરી,
રૂદન તે મનમાંહી કરી રહી;
સમજે થોડું પતિ દુઃખ માંહિ છે,
અરિ રૂપી દળથી પકડાય છે. ૩

### હરિગીત.

પણ સ્ત્રી સ્વભાવ ન દૂર થાએ કેમ તે પુરૂં લહી શકે,
પતિ દુઃખ જાણે તોય "કેમ પ્રકાશ દે નહિ" એમ કહે;
તે કુમુદિની, ની આખી રાત્રી શોકમાં પૂરી થઇ,
વિકસ્યો નહિં શશીને વળી વાદળ થયાં અળગાં નહિં. ૪

### નારાચ.

પરન્તુ પુર્ણિમા દિને-બીજે દિને શશી જદા,
પુરો પ્રકાશીને ખીલ્યો સહુ તણો જ સુખદા;

કરીજ કોપ મુખ આડું ફેરવી કુમુદિની,
રીસાઇ બેઠી નાથથી જુએ ન મ્હોં ઉંચું કરી. ૫

હરિણી.

સમજી સઘળું મીઠા સાદે શશી મધુરું વદે,
"પ્રિય કુમુદ તું અજ્ઞાની છે, ન કેમ કશું લહે;
"અતિશય દુઃખે કાલે રાત્રે પીડાઇ જતો હુંને,
"દળ અરિતણું દોડી આવ્યાં,મ્હને પકડયો નભે. ૬

અનુષ્ટુપ્.

"સહુ તે દેખ્યું ત્હેં તોયે, આ સમે બની મૂર્ખ ને,
"કર્યું છે મુખને આડું, છુપાવી મુજ વસ્તુ ત્હેં. ૭

મન્દાક્રાન્તા.

સુણી સર્વે કુમુદિની ફરી લેશને બોલી ધીમે,
"સ્વામી મ્હારા, નિરખી શકું હું કેમ ત્હારા ભણી તે?
આવ્યો ના ને, વિરહ ખમવ્યો, જાણીને કાલ રાતે,
ત્હારે છે શું? બહુ થઈ શકે, પોયણી પ્રાપ્ત ત્હારે?" ૮

તોટક.

"પણ વિશ્વ મહિં શશી અન્ય નથી,
દઇ કોલ અમે છુટીએ ન વળી;
વિણુ તું નથી વૃત્તિ બીજેજ જતી,
ક્રૂર પ્રેમી હવે કર યોગ્ય નકી." ૯

હરિગીત.

"પ્રિય પોયણી! તું પૂર્ણ સમજી છે વિવાદ ન સત્ય એ,
મુક્ય ક્રોધ દૂરને આમ મ્હારા મુખ ભણી ફરી જા હવે;
એ મુખ વગર આ તેજને સર્વે પ્રકાશ ખસી જશે,
વળી કાલ સમ જો હું બનું તો તું અતિશય દુખી થશે." ૧૦

### તોટક.

ખરી વાતતણો ન જવાબ દીધો,
પ્રીતિ વાતથી એજ ઉડાવી દીધો;
ભુલી સર્વ કુમુદિની પાછી ફરી,
શશી ઉપર પ્રેમથી દૃષ્ટિ કરી. ૧૧

### અનુષ્ટુપ્.

જગે ચાલે સદા એવું લીલા એ ગૂઢ ઇશની;
વીજયી થાય છે વીર, શું થશે શક્તિહીનથી. ૧૨

તા૦ ૫-૭-૧૯૦૯, સોમવાર.

---

## ઇર્ષા.

### વસંતતિલકા.

ઇર્ષા કરી પ્રકટ કેમ પ્રભુ જગે આ,
તે દુઃખ તો પ્રસરી છે રહી સૌ સ્થળોમાં;
દ્વેષી બનાવી લુંટતી બધી ચિત્તશાન્તિ,
ને દ્વેષથી ઉઠતી કાંઇ વિચિત્ર ભ્રાન્તિ. ૧

### અનુષ્ટુપ્.

ગાઢ પ્રેમ અતિ હોય, તોય ઇર્ષાથી ના રહે,
પ્રેમ ઇર્ષા નહિ કોદી, એક સ્થાને ટકી શકે. ૨

### મન્દાક્રાન્તા.

ના કોદીતે, અખિલ જગમાં રાખતી કોઇ બાકી,
મોડી વ્હેલી, પકડી સહુને, જાળમાં દેતી નાંખી;
જોઇ પાત્રો, ઘટિત સહુને, ઓછી વત્તીજ દેતી,
આપી પીડા, નીરખી દુઃખને, તે નહીં હર્ષ લેતી. ૩

## દ્રુત વિલંબિત.

પુરૂષ પ્રેમી વસે જગમાં કંઈ,
નિજ પ્રિયા સમ અન્ય જુએ નહિં;
સહન થાય ન દ્વેષથી તે કંઈ,
પ્રકટી ત્યાં દુઃખ દે, પ્રીતિ રે' નહિં. ૪

## હરિગીત.

બે એક તાત તણા જ પુત્રો જન્મથી સાથે રહે,
ને જીવન અન્ત સુધી રહીશું સંગમાં એવું કહે;
પણ દ્વેષ દોડી આવી નાંખે વિઘ્ન તે માંહી અને,
બે વીર અન્યોઅન્યનાં મુખ ના જુએ એવું બને. ૫

## દાંડી.

માત તાત ને કુટુંબી સર્વ જ્યારે,
વસે સુખમાં નહિ દ્વેષ સહે ત્યારે;
કરી પ્રવેશ ત્યાં વિચિત્ર કાંઇ પ્રકારે,
કલેશ બહુ કરાવી તેથી શાન્તિ ધારે. ૬

## અનુષ્ટુપ.

એ રીતે સર્વ સ્થાનોમાં, પીડા, ઈર્ષા કરે બહુ,
ફેંકીને તીક્ષ્ણ બાણો તે ભેદે છે હૃદયો સહુ. ૭

## તોટક.

વધતો જ જતો પ્રભુ દ્વેશ બધે,
ઇશ! સ્હાય કરો ક્યમ આવું નભે;
સ્વજનો મહિં જો પ્રીતિ જાય તુટી,
પછી આ જગમાં જીવવું શું વળી. ૮

તા૦ ૭-૭-૦૯ બુધવાર.

---

## દિવ્ય બાળક.

અનુષ્ટુપ્.

શાન્ત રાત્રી સહુ સ્થાને, શાન્તિને પ્રસરાવતી,
શાન્ત વાણીથી તે બોલી, શાન્તિને સમજાવતી. ૧
મધ્ય રાત્રી સમે એવા, શાન્ત તે ગૃહની મહિં,
એક ખંડ વિષે ઝૂલે, પાલણું શોભિતું તહિં. ૨

દીંડી.

બેઠી પાલણા સમીપ ધાત્રી એક,
મૃદુ બાલક મુખ જોતી હતી તેજ.
બાળ વ્યાધિથકી પીડિત અતિ થાતું,
મૃત્યુ થકી બહુ યત્નથી બચાવ્યું. ૩

મન્દાક્રાન્તા.

ધીમી ચાલે, મધુર યુવતી, બ્હારથી એક આવી,
ધાત્રી પાસે જઈ ઉભી અને, મંદ સાદેથી બોલી;
"બ્હેની મ્હારી! શ્રમિત બહુ છે, લે તું વિશ્રાન્તિ આજે,
હું બેઠી છું, મુજ ગરીબડા પ્રિય આ બાળ પાસે." ૪

હરિગીત.

વૃદ્ધ ધાત્રી તે ઉઠીને શ્રમથી નિદ્રાવશ થઇ,
પણ બાળપરના પ્રેમથી, તે સ્વપ્ન ત્હેનાં જોઇ રહી;
ને માત પણ બાળક ભણી દૃષ્ટિ કરી રોષિત સ્વરે,
કરતી ધીમી વિનતી પ્રભુને, ચક્ષુથી અશ્રુ ઝરે. ૫

વસંતતિલકા.

"ઓ વિશ્વપાલક વિભુ! દીન વિનતી આ,
પૂરી દયાથી સુણજો કહું હું દુખિતા;
આ મ્હારૂં બાલક મૃદુ મુજ પ્રાણરૂપે,
એ મ્હારૂં જીવન પ્રભુ કયમ ખુંચવે છે. ૬

### હરિગીત.

તું દિવ્ય ધામે બેસીને સુખ માણતો સર્વે રીતે,
હું રંકને આ એક સુખ તે તું લઇ લે શી રીતે?
ત્હારી દયાની વૃત્તિને હું કરગરી કહું છું અરે,
એ બાળને મુક્ય મૂળ સ્થિતિમાં યાચના આ છે ખરે. ૭

### અનુષ્ટુપ્.

શીખી છું તે મધુરાથી, માતનો પ્રેમ શુંજ તે,
પ્હેલી પ્રીતિતણું દાન, ના હવે ખુંચવી તું લે. ૮

### તોટક.

પ્રભુને પહોંચી સઘળી વિનતી,
શુચી ધામમહિં ગઇ એ ઉડતી;
અતિ આર્તતણી જગનાથ સદા,
વિનતી સુણી વ્હાર કરે સુખદા. ૯

### અનુષ્ટુપ્.

સત્ય વિશ્વાસ ધારીને, ગાઢ ઉર્મી બતાવતાં,
ખરા ભાવે કદી પ્રાર્થે, વાર શી દુઃખને જતાં? ૧૦

### દીંડી.

સમય કંઇક વિત્યા બાદ દુઃખી માતે,
જોયું બાળ વ્યાધિમુક્ત સહુ પ્રકારે;
હર્ષથકી અતિ ભાવથી પ્રભુનો,
યથાશક્તિ અતિ ઉપકાર માન્યો. ૧૧

### શાર્દૂલ.

પ્રાર્થીને ઇશને વિચારવમળે ઘેરાઇ છે સુન્દરી,
સ્વપ્ના કંઇક તરંગમાં રમી રહ્યાં સુખી બની તે રહી;
"જાશે બાળ દિને દિને વધતું ને તે આ જગે દીપશે,
પ્રખ્યાતિ થઈ બાળની જગતમાં એ નામ ઓપાવશે." ૧૨

### હરિગીત.

ધાર્યું પ્રથમ વિદ્યા બહુ કરી પ્રાપ્ત તે પંડિત બને,
પણ પછી વિચાર્યું કવિ સમી ખ્યાતિ ન કોઈની બને;
"ના! ના! મહાયોગીજ મ્હારો પુત્ર થાશે પૂર્ણને,
નિજ સ્વાર્થભોગજ આપશે સહુ માન દેશે તેહને." ૧૩

### અનુષ્ટુપ્.

સુખી એ તરંગોની, સમાપ્તિ કરી યુવતી,
નિહાળે બાળની સ્હામું, પૂર્ણ આશાથી પ્રેમથી. ૧૪
થયું ત્યાં એક આશ્ચર્ય, બાળકે ચક્ષુ ખોલીને,
દિવ્ય સુસ્વરે માંડ્યું, બોલવા મુખ ખોલીને. ૧૫

### તોટક.

મુજ માત નથી ખરી બુદ્ધિ ત્હને,
જગનાં જન જેમ તું સ્વાર્થી બને;
નથી જાણતી તું મુજ વાસ કહીં,
ક્યમ આવી શકયો તુજ સ્થાનમહીં. ૧૬

### હરિગીત.

રહીએ હમે ઊંચે પ્રભુના દિવ્ય ધામ મહીં અને,
આ વિશ્વભોગો તુચ્છ ગણતાં શુચી સુખો ત્યાં મ્હાણીએ;
શું વર્ણવું હું તેજ ને સૌન્દર્ય એ જગનાથનું,
ત્હેની સમીપે તું અને ત્હારી પ્રીતિ નહિ કામનું. ૧૭

### દ્રુત વિલંબિત.

મન રહે મુજ ત્યાંહિ જવા ફરી,
વસવું–નાથની દૃષ્ટિ સુધા ઝરી;
પણ અરે તુજ યાચનથી હું તો,
અહીં અશુદ્ધ સ્થળે પકડાયલો. ૧૮

### હરિગીત.

"જાવા મ્હને દે અહીંથી માતા પ્રાર્થના તુજ ખેંચી લે,
ને જો બહુ તુજ ભાવ હોયે તો તહિં આવી રહે"
બાળક ભણી દૃષ્ટિ કરી મનની સ્થિતિ શી માતની,
જાણે અનુભવીઓ સદા શું બાળ તજતાં થાય તે. ૧૯

### તોટક.

પણ બાળ તણાં સુખ કાજ અરે,
વિનતી ફરી ખેંચી લીધીજ ખરે;
નિજ બાળ કૃતે મનના સુખનો,
અતિ પ્રેમથી ભોગજ આપી દીધો. ૨૦

### અનુષ્ટુપ્.

વૃદ્ધા ધાત્રી ઉઠી જોયું બાળને મૃત્યુને વશે,
દુઃખી માતા અતિ ધૈર્યે દિવ્ય એ મુખ નિરખે. ૨૧

### હરિગીત.

"આ બાળને ઉત્સાહથી કરશું દહન" માતા વદી,
"ને પુષ્પનાં ભૂષણ થકી શોભાવશું ત્હેને નકી,
"એ અહિંથી બહુ ઉંચે સ્થળે શુચી સ્થાનમાં પ્હોંચેલ છે,
"ને તેથી સર્વ પ્રકારથી એ પૂજ્ય ગણવા યોગ્ય છે." ૨૨

### દીંડી.

આચરે સહુ મનુષ્ય આ રીતિને,
પ્રભુને જ સોંપી દે સહુ સ્થિતિને,
સ્વજનને કુટુંબી જાય તે સમે એ,
પૂર્ણ શ્રદ્ધાથી અર્પી દેજ ત્હેને. ૨૩

### અનુષ્ટુપ્.

ઈશ થાએ સદા તુષ્ટ એ રીતે વર્તવા થકી,
શાન્તિ આપે સદા માટે, ગમેતે માર્ગથી નકી. ૨૪

તા૦ ૯-૭- ૦૯ શુક્રવાર.

---

## પ્રત્યાઘાત.

### ઢીંડી.

કોઇ એક ચારુ નદી તટને તીરે,
વસે યુવતિ એક બાળ બેની સંગે;
આત્મ પુત્ર એક બીજો અન્ય કોઇ,
કિન્તુ રાખે નિજ પુત્ર તુલ્ય તેજ. ૧

### હરિગીત.

નિજ પુત્રની સંગત કૃતે લાવી હતી તે બાળને,
વળી બાળ માતે યુવતીને સોંપ્યો હતો તે બાળને;
બે સંગમાં રંગે રમે બાળક અતિ પ્રેમે, અને,
યુવતી સમાન પ્રીતિ થકી ઉછેરતી તે બેઉને. ૨

### અનુષ્ટુપ્.

પુત્ર બાળ દિને દિને વયે મોટા થયા ગયા,
તજી સર્વે ક્રીડા બીજી જ્ઞાન માર્ગે રમી રહ્યા. ૩

### હરિગીત.

"આ બાળ ઉમ્મર યોગ્ય થાશે ને મ્હને યશ આપશે,
મુજ પુત્ર સંગતિ, મ્હારૂં રક્ષણ, જગતમાં દેખાડશે;
નવ એની માતાને ગણે એ મ્હારી તુલ્ય લગાર ને,
હું પણ ધરું છું પ્રેમ એના પર" કરે વિચાર તે. ૪

### તોટક.

યુવતી બહુ આમ વિચાર કરે,
પણ જાણુતીના સહુ કેમ કરે;
જગના જન અન્યનું વર્તન શું,
નવ તે વિણુ સ્વાર્થ લહે જ કશું. ૫

### શાર્દૂલ.

ચાલ્યા એમ બહુ દિનો કંઇ પડ્યો છે ફેર તે બાળમાં,
જાએ નિત્ય સ્વમાત પાસ વળી તે રહેતો જરા ભારમાં;
"શું છે બાળ? શુ લાકડા પ્રિય! કહે" પૂછે સદા યુવતી,
કિન્તુના મન ખોલતો પ્રથમની પેઠે, ન બોલે જરી. ૬

### હરિગીત.

પણ બાળ માતથી સાંભળ્યું છે યુવતિએ અતિ દુઃખથી,
કંઈ હિતની વાત કહ્યા થકી એ બાળની વૃત્તિ ફરી;
"રાખે સદાએ લાડમાં નિજ પુત્રને" એવું કહે,
"ને સર્વદા એ દોષ મ્હારા શોધવા જોવા ચડે." ૭

### શાર્દૂલ.

આવું આળ અસત્ય તે સુણી અને દુઃખી થઈ યુવતી,
ના મ્હારે કંઇ લેશ ભેદ તદપિ આ બાળની વૃત્તિ શી?
હું નિર્દોષ વળી અતિ વિમળ છે મ્હારો કુમારે છતાં,
આવ્યો કેમ પ્રપંચ આ ગરીબડા! મ્હારા શુચિ સ્થાનમાં. ૮

### અનુષ્ટુપ.

બાળ બન્ને સ્વશાળામાં, એકલી ત્યાંજ યુવતી,
ઉભી તે બ્હારીની મધ્યે, હસ્ત બન્ને શીરે મુકી. ૯

### તોટક.

"પ્રભુ કેવળ સ્વાર્થ વિના ચહું છું;
મુજ પુત્ર સમાન જ તે લહું છું.
તદપિ કયમ બાલક વૃત્તિ ફરી;
જઈ માત કને કયમ વાત કરી. ૧૦

### હરિગીત.

મ્હેં માત્ર એક દિને કરી'તી વાત ત્હેના હિત તણી;
તેમાં થયું શું સમજું ના હું કેમ તે દોષિત બની.
મુજ પુત્રને મ્હેં બહુ સમે ઉંચે સ્વરે શિક્ષણ દીધું;
પણ વિનયથી ને અશ્રુ સાથે સર્વ તે તેણે લીધું. ૧૧

### દોહરો.

હતી કેવી મન માંહીં મ્હને આશા;
બાળ દેશે યશ એ વિચાર શા! શા!.
ઉપકાર લહી પ્રેમ દાન દેશે;
બીજી અન્ય સ્પૃહા નહિં મ્હને લેશે. ૧૨

### અનુષ્ટુપ્.

ધાર્યું કાંઈ થયું ના ને, તે થકી આ વિરુદ્ધ છે;
પ્રેમ સાટે તિરસ્કાર, મળ્યો છે મુજને અરે!" ૧૩
દુઃખી એવા વિચારોમાં રહ્હડી'તી યુવતી ત્યહાં;
પછાડી આવીને મૂકયો કોઇએ કર હસ્તમાં. ૧૪

### તોટક.

ચમકી યુવતિ ફરી પાછી અરે;
દીઠી દિવ્ય અનુપમ મૂર્ત્તિ ખરે.
બહુ તેજથી પૂર્ણ પુરુષ ઉભો;
સમિપે યુવતિ શીર હસ્ત મુકયો. ૧૫

## હરિગીત.

" ઓ ! બાલિકા ! ત્હારા વિશુદ્ધ વિચારથી દોરાઈને;
આવ્યો છું અહિં હું જઈશ ત્હારા પ્રશ્ન સહુ સમજાવીને.
ત્હારું વિમળ ગૃહ તું શુચિ, તુજ પુત્ર શુદ્ધ અપાર છે;
હું શુદ્ધ ને નિઃસ્વાર્થ ત્હેને યોગ્ય તો સ્થળ આજ છે. ૧૬

## શાર્દૂલ.

પ્હેલો પ્રશ્ન કરે તું પુત્રી કુમળી ! શી હિત વાતે ભુલ ?
જાણે ના જગમાં ચહે નહિં જ કો ના શ્રેયનું તો મુલ.
બીજો પ્રશ્ન " અરે સુણે સુત કહ્યું શાને બધું શાન્તિથી;"
બાળા આ જગની ખુબી સઘળી તે આત્મ પ્રજામાં રહી. ૧૭

## દીંડી.

ત્હારું સર્વ છે વિશુદ્ધ તોય આશું ?
એ જ પ્રશ્ન તણો ઉત્તર હું આપું;
કરે માત્ર શુદ્ધિ તું બહિર ભાગે.
કિન્તુ અન્તર ઉંડી વૃત્તિ કેમ ત્યાગે ? ૧૮

## હરિગીત.

વળી અખિલ વિશ્વે બાલિકા! એવું ન કો દીઠું કંઈ;
રહે જેહને ઉપકાર વૃત્તિ નિત્ય ને યશ દે દઈ.
જે સ્વજન હોયે તે ન છૂટે જીંદગી પર્યન્ત ને,
ને જે પરાયું હોય તે બંધાયના બંધન વડે. ૧૯

## તોટક.

તજી દે મુજ બાળકી શોક તું તો,
કર સર્વ જ પૂર્ણ વિચાર ખરો,
મુજ શિક્ષણનો અતિ ધીર ધરી,
કરજે તું વિચાર જ શાન્તિ ધરી. ૨૦

નકી તું લહશે મુજ શિક્ષણને,
કરશે વધુ ખુલ્લું વિચાર ત્હને;"
કહી મંગળ મૂર્તિ ઉંચે જ ઉડી,
યુવતી પણ સ્થંભી ઉભી જ ઠરી. ૨૧

અનુષ્ટુપ્.

નિઃસ્વાર્થ શુદ્ધતા કેરા દેવ જે પ્રેમી પૂજ્ય તે,
શિક્ષણાર્થે અહીં આવ્યા, પછીથી યુવતી લહે. ૨૨

તા૦ ૧૭-૭-૦૯ શનિવાર.

---

## નિમંત્રણ.

હરિગીત.

રે હર્ષના તું દેવ આવે બહુ કવચિત મ્હારી કને,
બહુ રાત્રી દિવસથી હાલમાં ત્હેં તો તજી દીધો છે મ્હને;
તુજ ત્યાગ પછી બહુ કલાન્ત દુઃખી દીર્ઘ રાત્રીને દિનો,
બહુ વહી ગયા છે ઉડી ગયા રાખી મ્હને એકલો અહો! ૧
ફરી તુજ ઉપર કરી વિજય મેળવવા ત્હને પાછી અરે!
કયમ મુજ સમાન અશક્ત તે કાંઈ કરી શકશે ખરે;
નિશ્ચિન્ત ને આનન્દદાયક સર્વની તું સ્હાયથી,
દુઃખ શોક ને ધિક્કારશે હે દેવ! તું ઉપહાસ્યથી. ૨

દ્રુત વિલંબિત.

કુટીલ દેવ! સદા ભુલી જાય છે,
નહિં અપેક્ષિત તે વિણુ સર્વને. ૩

અનુષ્ટુપ્.

હાલતા પત્ર છાયાથી મક્ષિકા જેમ નાસતી,
તેમ તું એ સદા નાસે, વ્યથા ને દેખી આવતી. ૪

## હરિગીત.

નિશ્વાસ પણ દુઃખ શોકના આરોપ તુજપર મૂક્તા,
કે તું રહે નહિં સમીપમાં ને નાસી જાયે સર્વદા,
પણ દેવ રે લજ્જા રહિત! તે લેશ ના ગણકારતો,
ને તેહના ધિક્કારને પણ ના જરા તું સુણતો. ૫
કિન્તુ હવે શોકિત મ્હારા ગાનને કંઇ માપમાં,
હર્ષિત બનાવી મોકલું તુજને પકડવા કાજમાં;
નવ કોદી આવીશ, તું દયા કાજે અરે નિર્દય ખરા!
પણ નક્કી હર્ષ કૃતે તું દોરાઈ જ આવીશ આંહીઁ હા! ૬

## અનુષ્ટુપ્.

તે સમે તો દયા નક્કી, નાંખશે કાપી ત્હારી એ,
ક્રુર પાંખો, અને તેથી તું સદા ટકશે ખરે! ૭

## હરિગીત.

જેના ઉપર છે પ્રેમ ત્હારો તે ઉપર મહારી પ્રીતિ,
ઓ! હર્ષના દેહી! વળી ત્હારી રીત તે મુજ રીતિ;
સુન્દર ભૂમિ લીલાં કુણાં છોડો થકી ભુષિત અને,
તારા ઝળકતા તેથી પુર રાત્રી, મૃદુ સન્ધ્યા ગમે. ૮

## ખંડ હરિગીત.

વળી પ્રાતનો મીઠો સમય ઝાકળ તણાં બિન્દુ ઝરે,
સિન્ધુ તરંગો, વાયુ, વર્ષા હિમ વિધ વિધ જે ખરે;
એ સર્વને હું ચાહું છું હે દેવ! એ મુજને ગમે,
એ સર્વને વળી સઘળી પ્રભુની કુદરતી કૃતિઓ બધી,
જે મુક્ત નિત્ય મનુષ્યની આધિથી છે ચહું તે બધી. ૯

### હરિગીત.

હું શાન્ત ને એકાન્તપર પ્રીતિ ધરું વળી ચાહું છું,
શુચિ સાધુ ને પંડિત જનોની સંગતિ હું યાચું છું;
ક્‌હે દેવ ઓ! શો ભેદ છે ત્યારે હવે હું તું મહીં,
છે એટલું, ઈચ્છું હું તે સૌ વસ્તુ વશ ત્હારે રહી. ૧૦
હું પ્રેમને પણ ચાહું છું-યદિ તુજ સમાને એજ છે,
છે પાંખ ઉંડે તેજ તુલ્યે-તોય મ્હારે પ્રેમ છે;
પણ સર્વ એથી વધુ અતિ મ્હારી પ્રીતિ તુજ ઉપર છે,
ઓ હર્ષ આત્મા! તુંજ પ્રેમ જીવન તણો આધાર છે. ૧૧

### દ્રૂત વિલંબિત.

જરૂર આવ્ય સમીપ તું તો અહીં,
ગ્રહ ફરી કર આ હૃદયે મંહી. ૧૨

તા૦ ૧૮-૭-૦૯ રવીવાર.

---

## વિદ્યાર્થી.

### મન્દાક્રાન્તા.

પૂછે ભાઈ! કયમ વ્યય કરું કાળ મ્હારો હું તે તું,
હું સર્વે તે કહું છું તુજને સુણજે પૂર્ણ તે તું;
મ્હારા બન્ધુ! દિવસ સઘળા હું મૃતો સાથ ક્હાડું,
ત સર્વેની અમીઝરણની દૃષ્ટિ નીચે રહું છું. ૧

### હરિગીત.

જે ઉચ્ચ, ને બળવાન શક્તિમાન સર્વે મૃત જનો,
વિદ્વાન તે સહુ સંગમાં હું નિર્ગમું મ્હારા દિનો;
કદ્દી ના છુટે ન વિયોગ પાડે મિત્ર એવા સર્વ તે,
હું દિવસ રાત્રે વાત આનન્દી કરું જે ઘટિત તે. ૨

ઇતિહાસ, કાવ્ય, પુરાણ ને નાટક કથા બીજી બધી,
એ લોકથી હું શ્રવણ કરું છું રાખું બાકી ના કશી;
તે માંહો શ્રેષ્ઠ મહાનથી પ્રભુની પીછાન મ્હને થઇ,
એ સર્વ આવે ઇચ્છું ત્યારે મધ્ય રાત્રે પણ વળી. ૩

શાર્દૂલ.

હું મ્હારા સુખના સુખી સમયમાં સંગી કરું ત્હેમને;
ને મ્હારા દુઃખના સમે ધીર કૃતે હું શોધું છું ત્હેમને.
સ્હાયી કંઇક પ્રકારથી સહુ થતા આવી રીતે તે મ્હને;
જ્યારે હું સ્મરૂઁ સર્વ એ અનુગ્રહો, ચક્ષુથી અશ્રુ ઝરે. ૪

વસંતતિલકા.

મ્હારા વિચાર મૃત સર્વનો સંગમાં છે;
ને દીર્ઘ તે ગત દિને મુજ વાસતો છે.
હું સર્વના ગુણ મતિની સ્તુતિ કરું છું;
ને દોષ જોઉં વળી વૃત્તિ જ પારખું છું. ૫

તોટક.

કરી નમ્ર અતિ મુજ અન્તરને;
લઉં શિક્ષણ સર્વ હું પૂર્ણ મને.
પ્રિય તે મહીઁ સંગતિમાં રહીને;
વિધ વિધ ભવિષ્ય જ ઊડીશ હું. ૬

અનુષ્ટુપ્.

ત્હેમની પાંખને શીર્ષે, કરી સ્વારી ઊંચે ઉડી;
દિવ્ય ધામે પહોંચીને, પ્રભુ પ્રાપ્તિ કરું નકી. ૭

તા૦ ૨૫-૭-૦૯ રવીવાર.

## ઉષાનો અનિરુદ્ધ પ્રતિ સંદેશો.

હરિગીત.

"નિંદાય વારેવાર બહુ એ (પ્રેમ) એક જ શબ્દ તે;
ને તેથી મ્હારે નિંદવા બાકી રહે નહિ એ ખરે!
ને એક (પ્રીતિ) વૃત્તિ મિથ્યા બહુ અવજ્ઞા પામી છે,
તેથી ન રહી કરવા અવજ્ઞા યોગ્ય તે ત્હારે હવે. ૧

શાર્દૂલ.

આશા એક (પ્રીતિ તણી) બહુ સમે ભીતિ રૂપે છે થઈ;
થાવા શાન્ત વિવેક બુદ્ધિ થકી તે, શક્તિ ધરાવે નહિ.
ને હું તો વળી ચાહું છું પ્રિય! બહુ એ સર્વ વસ્તુ થકી;
ત્હારી પૂર્ણ દયા હું ઈચ્છું વધતી ઈચ્છા ન બીજી કશી. ૨

અનુષ્ટુપ્.

પ્રેમ, આશા, મનોવૃત્તિ એ કશું નવ હું ગણું;
માત્ર ત્હારી દયા સારુ હું ત્હને પ્રિય! વિનવું. ૩

હરિગીત.

પ્રિય! આપી નહિ શકું હું ત્હને જન જે કહે છે પ્રેમ તે;
પણ શું સ્વીકારીશ તું નહિ હું અન્ય આપું કાંઇ તે?
હું ભક્તિ સાચા હૃદયની અર્પું ત્હને જે દિવ્ય છે;
જે ઉચ્ચ ખેંચે, ને પ્રભુ પણ જે કદી ન અનાદરે. ૪

શાર્દૂલ.

જ્યોતિ માટ કરે સ્પૃહા શલભ ને રાત્રી ચહે પ્રાતને;
તેવી આ મુજ શુદ્ધ ભક્તિ ખરી છે ઊંચી અભિલાષ એ.
આસક્તિ મુજ તે અતિ વિમળ છે, છે તે બહુ ઉચ્ચને;
ને તે આપણ શોકના જીવનની મર્યાદથી દૂર છે. ૫

અનુષ્ટુપ્.

ચિત્ર લેહા! હવે જા તું, પત્ર આ લઇ સંગને,
આપજે શોધીને મ્હારા નાથને અનિરુદ્ધને." ૬

---

## ચંદ્રને.

વસંતતિલકા.

શય્યા માંહિ સુતી'તી હું મુજ નેત્ર વીંચી,
નિદ્રા હજી નયનમાં પુરી ન્હોતી સીંચી;
શય્યા સમીપ હતી જાળી જરા ઉંચીને,
એ બંધ દ્વાર મહિ છિદ્રથી સર્વ દીસે. ૧

તોટક.

નવ લક્ષ હતું મુજ તે ભણીને,
કરતી પ્રભુ પ્રાર્થન ચિત્ત વિષે;
કંઈ તેજ અચાનક છિદ્ર થકી,
મુજ ચક્ષુ પરે પડ્યું ત્યાં નીકળી. ૨

હરિગીત.

મ્હેં ધીરજથી ચક્ષુ ખુલ્યાં ને જાળી ભણી દૃષ્ટિ કરી,
ને ચારુ ચન્દ્ર દીઠો નભે તે ત્યાં જરા ઊભો ઠરી;
મન મ્હારું આકર્ષ્યું અતિ ને હું ઉઠી શય્યા થકી,
એ દ્વાર ખોલી નાંખીયાં, હું બ્હારીમાં ઊભી રહી. ૩

શાર્દૂલ.

જે રશ્મિ તણી કાન્તિથી થઇ અતિ આસક્ત હું ઊઠીને,
રશ્મિ ક્યાં ગઇ કાન્તિ ક્યાં ઉડી અને એ તેજ નિસ્તેજ છે;

ભાસ્યું જે શશી એ વળી ચિત હરી નિદ્રા તજાવી હતી,
તેનો તેજ સમસ્ત કાન્તિ ગુમવી ઝાંખો રહ્યો' તો બની. ૪

હરિગીત.

"ઓ ચાંદ! મ્હારા વીર! તું નિસ્તેજ કેમ મ્હને દીસે,
નથી સૂર્ય સમી કાન્તિ કંઈ તું તુચ્છ ત્હેની આગળે;
રશ્મિ મ્હને ચારુ જણાઈ અન્ધ કારે તો ખરે,
અથવા હું છું નિસ્તેજ તેવો-તેથી-તું લાગે મ્હને. ૫

તોટક.

પણ વ્યાધિથી હું પકડાયલ છું;
નવ ત્હેવું ત્હને દુઃખ છે જ કશું.
મુજ તેજ ગયું મુજ વ્યાધિ થકી;
તવ કાન્તિ ગઇ કયમ? બોલ નકી. ૬

ભુજંગી.

વળી અન્ય ત્હારે કૃતે નિશ્ચયે છે,
પુરો પૂર્ણિમા દિન તું ખીલશે એ;
નથી નક્કી મ્હારું કંઇ કોઇ રીતે,
થઊં સર્વથા હું સુખી ના થઊં કે? ૭

શાર્દૂલ.

છે મ્હારે મનની વ્યથા અતીવ ને, ત્હારે વ્યથા શી વીરા?
મ્હારી ને વળી ત્હારી મધ્ય બહુ છે ભેદો રહેલા ખરા;
હું તો આંહિ અશુદ્ધ આ જગતમાં વાસો કરીને રહું,
ને તું શુદ્ધ નભે સદા વિચરતો શું સુખ ત્હારું કહું? ૮

વસંતતિલકા.

આશા નથી જગમહી મુજને કશીએ,
ત્હારે શીરે જગત આશા બહુ રહી છે;

તું ઔષધિ ઉપર પોષક તો ગણાયે,
ને એ રીતે જગત રક્ષણ તુંથી થાયે. ૯

અનુષ્ટુપ્.

સોંપ્યું કર્ત્તવ્ય છે તુંને, સ્નેહ તો પ્રભુએ કરી,
શક્તિહીન થઇ છું હું, પ્રીતિ ત્હારી પરે ઠરી. ૧૦

હરિગીત.

સર્વે રીતે તું પૂર્ણ સુખી છે તોય આવો કયમ રહે ?
તુજ તેજ કાન્તિ ક્યાં ગયાં કયમ પાંડુવર્ણો તું કહે ?"
આવું વિચારું મન મહિં ત્યાં ચન્દ્ર ઉંચે આવીયો,
વૃક્ષો થકી છૂપાયલો તે પ્રકટ પૂરો છે થયો. ૧૧

અનુષ્ટુપ્.

ભાસ્યું ઉંચે ચ્હડયો ચન્દ્ર દેવા ઉત્તર મૂજને,
ગતિ એણે કરી તેથી પરખ્યું સત્ય કારણે. ૧૨

તોટક.

વિભુએ રવિ ઊપર મ્હેર કરી,
શશીથી અધકી પ્રીતિ તો જણવી;
દિનરૂપી સ્ત્રીથી વરાવ્યો રવિને,
અતિ શ્યામ નિશા દીધી છે શશીને. ૧૩

અનુષ્ટુપ્.

શ્યામ રાત્રી સમી પત્નિ ચન્દ્ર લજ્જિત તેથી છે,
પાંડુવર્ણો કર્યો ત્હેણે કાન્તિ સર્વે લુંટી અરે !
નિશા આવે પતિ પાસે શ્યામ છાય પડે અતિ,
તેથી સર્વે ગયું તેજ, ચન્દ્રનું સમજું નકી. ૧૪

તા૦ ૩૦ ૭–૦૯. શુક્રવાર.

# પૃથ્વીપતિ રાજન્
## અને
## દિવ્ય મેષપાલ બાલક.

### દર્શન પહેલું–દિવ્ય મેષપાલ બાલક.

#### હરિગીત.

અતિ ગાઢ એક અરણ્ય છે જ્યાં, રવિ તપે દિવસે ઘણો,
પણ રાત્રી સમયે શીત મધુરો વાયુ શાન્તિ આપતો;
ત્યાં એક પર્વત ખીણમાં ગતિ મંદવાળું ઝરણુ છે,
ત્હેને તીરે નિદ્રા મીઠીમાં બાળ એક સુતેલ છે. ૧

#### શાર્દૂલ.

લીલાં સુન્દર વૃક્ષ છે તટપરે, પુષ્પો થકી પૂર છે,
પત્રો ઝાકળ બિન્દુથી દીપી રહ્યાં આંબે બહુ મ્હોર છે;
દૈવી સુન્દર બાળના શિર પરે, છે વૃક્ષ ચંપા તણું,
પુષ્પો વૃષ્ટિ કરી લલાટ પરને બિન્દુ ઝરાવે તરુ. ૨

#### વસન્તતિલકા.

વીણા મૃદુ પડી'તી બાળ સમીપમાં ને,
તે રાહ જોતી પ્રભુગાન વગાડવાને;
જાગી નકી મધુર બાળ મીઠી ઊંઘેથી,
આરંભશે પ્રભુનું ગાન મૃદુ સ્વરેથી. ૩

#### હરિગીત.

એ બાળને એકાન્તમાં રહેવું સદા ગમતું અતિ,
લઈ તાત આજ્ઞા મેષ યૂથને રક્ષવા આવ્યો તહિં.
મુખ ઉપર મૃદુતા, નમ્રતા, પ્રેમાળ ભાવ દીપે બહુ,
ને શ્યામ ચક્ષુ કેશ કંચન વર્ણના શોભે સહુ. ૪

## શિખરિણી.

કરે એ એકાન્તે, મનમહિં મીઠી વાત પ્રભુથી,
લહે એ એકાન્તે, મનમહિં પ્રભુ લ્હાવ પ્રીતિથી;
જુએ એ એકાન્તે, મનમહિં પ્રતિમા પ્રભુતણી,
અને એ આલ્હાદે, દીન વ્યય કરે છે સુખી બની. ૫

## શાર્દૂલ.

નિદ્રામાં પ્રભુએ દીધું પ્રીત કરી સ્વપ્નું અતિ દીવ્યને,
દેખે તે પ્રભુને ઉભા સમિપમાં દૈવી શુચી દેહ છે;
પ્રેરે કાંઇ પ્રીતે મધુર સ્વરથી એ તાત એ બાળને,
હર્ષે તે સુણુતો નીચા વદનથી જે પ્રેરણા થાય તે. ૬

## હરિગીત.

એ દીવ્ય સુખદા અનુભવે ભંગાણ કોએ પાડીયું,
કો ધીમી ચાલે બાળને જાગૃત કરવા આવીયું;
સ્વપ્નું અપૂર્ણ રહ્યું અને એ બાળ ઝબકીને ઉઠયો,
"એ ભાઇ શાને કાજ? મુજને આમ ત્હેં ભડકાવીઓ?" ૭

* * * * * *

તા૦ ૧૪ ૮-૦૯ શનિ.

---

# દર્શન બીજું-પૃથ્વીપતિ રાજા.

## હરિગીત.

"રે બાળ! તું બની ત્વરિત ને ઝટ ચાલ મ્હારી સંગમાં,
લે તુજ વીણા સંભાળ પૂર્વક એક ત્હારા હસ્તમાં;
આ ઉચ્ચગિરિની અન્ય બાજુ વાટ ત્હારી સહુ જુએ,
તુજ તાત સંદેશો કહાવી મોકલે આંહિં મ્હને" ૧

પૃથ્વીપતિ રાજન્ નીકળ્યા વન વિષે મૃગયા કૃતે,
કર્યું ગ્રહણ વ્યાધિએ વીરા ! ત્યાં તંબુ માહિં અચાનકે;
હ્‌હેં પ્રથમ એક સમે કર્યો'તો મુક્ત તો તે રાયને,
તેથી મ્હને અતિ ત્વરિત આમંત્રે જનો જે સમિપ તે. ૨

તોટક.

ઝટ બાળ ઉઠયો નીરખી સ્વર્વીણા,
ઝટ ચુંટી લીધાં ફુલ પત્ર ઘણાં;
અતિ પ્રેમથી વીંટી વીણા મધુરી,
બહુ સાવધ ચિત્તથી હસ્ત ધરી. ૩

અનુષ્ટુપ્.

પિતુ આજ્ઞા પ્રમાણીને બાળ તે નર સંગમાં,
અન્ય બાજુ પ્રતિ ચાલ્યો, સ્મર્યું સર્વે વિચારમાં. ૪

વસંતતિલકા.

"રે! છે મ્હને સ્મરણ ઉત્તમ ભૂપતિનું,
"વ્યાધિથી મુક્ત કરીઓ, કયમ અન્ય બીજું;
"કો પ્રેત આવી પકડે" જન એમ બોલે,
ને શુદ્ધિધ્વંસ નૃપ તે થકી આમ તો છે. ૫

શિખરિણી.

"પ્રજા તે રાજાની, નવ લહી શકે વ્યાધિ નૃપની,
"અને ભૂતો પ્રેતો, પકડી દુઃખ દે માન્યું મનથી;
"પરન્તુ જાણે ના, દરદ નૃપને તો બીજું જ છે,
"પ્રભુને એ જાણે, તદપિ ભુલીને આ દુઃખ સહે. ૬

હરિગીત.

"જગદીશ સારુ કલ્પના તો નાસ્તીકો જેવી નથી,
"ને આત્મ બળથી લ્હડી અને વધવા જરા શક્તિ નથી;

"વળી દેવી દેવ સહસ્ર માની સ્થીર રહેવા ધૈર્યના,
"માને પ્રભુને કિન્તુ હજી નિર્ભયપણું આવેજ ના. ૭

શાર્દૂલ.

"મ્લાની એ રહીને વ્યથા બહુ કરે, ના ભૂપ તે પારખે,
"એ ઉદ્વેગ કરે વિષાદ સઘળો, ના તે પ્રજા તો લહે;
"છે મ્હારૂં અનુમાન આ સહુ અરે! શું શક્તિ મ્હારી પ્રભો!
સ્હામે તંબુ નિહાળતાં શિશુ તણો સંકલ્પ તુટી ગયો. ૮

* * * * *

તા૦ ૧૮-૮-૦૯ બુધ.

---

## દર્શન ત્રીજું-પ્રવેશ.

હરિગીત.

"ઓ દીવ્ય બાલ! ભલે તું આવ્યો શાન્તિ દેવા સર્વને,
"હે ઈશ પુત્ર! ભલે પધાર્યો કષ્ટ અમ હરવા કૃતે;
"નવ ત્રણ દિવસથી અન્ન પાણી મુખ ઉપર સ્પર્શ્યાં જરા,
"નવ રાત્રી સમયે નેત્રને ભેગાં થવા અવકાશ હા! ૧

શાર્દૂલ.

"થાએ ના સ્વર કાંઇ આ ગૃહ મહિં છે શાન્તને સ્તબ્ધરે,
"ભાસે ના રહે કોઇ ચેતન તહિં છે પ્રાણ હીન ખરે;
"કિન્તુ ત્યાં નૃપ છે રહેલ, પકડયો પ્રેતે ફરી આવીને,
"ચાલે યુદ્ધ નરેન્દ્ર-પ્રેત વચમાં, ના શું થશે જાણીએ. ૨

અનુષ્ટુપ્.

"પત્ર પુષ્પો દઈ ફેંકી, લઇ વીણા જઈ તું ગા,
"પ્રાણ પાછા હમારામાં મુકી દેજે તું બાલુડા; ૩
દીવ્ય બાળ પ્રતિ આવું વધો પિત્રાઈ રાયનો,
નમ્ર બાળે સુણ્યું સર્વે લીધો છે પંથ દ્વારનો. ૪

### તોટક.

જઈ તે અટક્યો ગુરૂ દ્વારકને,
અટકી કરી પ્રાર્થન સ્વસ્થ મને.
સ્મરીને ઈશને બળ આણી ઉરે,
અળગું કર્યું મંડપ દ્વાર ધીરે. ૫

### હરિગીત.

દીઠું પ્રથમ ચોપાસ ત્હેણે ગાઢ અન્ધારૂં અતિ,
પણ ક્ષણ પછી એ અન્ધકારથી અન્ધશ્યામ દીઠું કંઈ;
ને શ્યામસ્તંભ ઊભો નીહાળ્યો મધ્યમાં મંડપ તણા,
એ સ્તંભને ટેકી ઉભેલી આકૃતિ નિરખી અહા ! ૬

### અનુષ્ટુપ્.

છીદ્ર ઝીણું રહ્યું ઉંચે તંબુના છત્રની પરે;
સૂર્યરશ્મિ પ્રવેશેલી જણાયું તેથી સર્વ છે. ૭

### મન્દાક્રાન્તા.

મધ્યે રાજા પ્રબળકરથી સ્તંભ ઝાલી ઉભેલો;
બીજો પાણી મુખ સમિપતે સ્થીર રાખી રહેલો.
અંગે મ્હોટો મુખથી મધુરો દેહથી દીર્ઘ ઉંચો;
તેજસ્વી તે નૃપ નીરખીને વિસ્મયે બાળ સ્તંભ્યો. ૮

### વસંતતિલકા.

હાવી ઉભેલી નિરખી નૃપ આકૃતિઆ,
આવી શ્રી કૃષ્ણ પ્રતિમા શિશુ કલ્પનામાં.
બંસી ધરી કર વિષે વટવૃક્ષ નીચે;
ઉભેલ નાથ સમ આ નૃપ પૂર્ણ દીસે. ૯

### અનુષ્ટુપ્.

પાદ પાસે જઈ ધીરે, બાળ બેઠો વીણા લઈ;
સ્વસ્થ ચિત્તે સ્મરી નાથ ગાન આરંભ્યું છે કંઈ. ૧૦

* * * * *

તા૦ ૧૮-૮-૦૯ બુધવાર.

## દર્શન ચોથું-ગાન.

### પશુ પંખી ગાન.

#### શાર્દૂલ.

વીણાના સુર મેળવી મૃદુ સ્વરે આરંભ્યું બાળે ગીત,
પ્હેલું મેષનું યૂથ ભેગું કરવા જેવું વગાડ્યું ગીત;
બંસીનો સ્વર સર્પ ચિત્ત હરવા આમંત્રવા યોગ્ય જે,
તેવો વાદ્યપરે મધુર સુરથી બીજો વગાડયો ખરે. ૧

#### તોટક.

મૃદુ પ્રાતઃ સમે મીઠી કોયલનો;
શિશુએ મન હારી કર્યો ટહુકો.
વળી ચાતક તુલ્ય સ્વરો નીકળ્યા;
પણ ના થઈ ત્યાં ઉપયોગી વીણા. ૨

#### અનુષ્ટુપ્.

સ્થીર ઉભો રહ્યો રાય, ના હલ્યો નવ બોલીઓ;
ગાન સિદ્ધિ થઇ ના, ને અન્ય યત્ન શરુ થયો. ૩

### મનુષ્યગાન.

#### હરિગીત.

વર્ષાઋતુના સમયમાં ક્ષેત્રો મહિં કૃષીવલ સહુ;
ભેગા મળી આનન્દથી કેવાં કરે ગાનો બહુ.
એ સર્વ વીણાથી વગાડ્યાં પરમ કૌશલ્યે થકી,
ને આદર્યું પછી લગ્ન મંગલ ગાન મધુરા સ્વર થકી. ૪

#### વસંતતિલકા.

સંબંધ બાંધી પતિપત્નિ ગૃહે ફરે છે,
તે માટે સ્નેહી ગીત મંગલ આદરે છે;

સંબંધી તે યુગલનાં સહુ ગાન ગાય,
કન્યા વિશુદ્ધ બધી આગળ ગાતી જાય. ૫

### તોટક.

પુરૂં લગ્નનું ગીત કર્યું શિશુએ,
ફરી આદર્યું મૃત્યુનું શોક ગીતે;
પણ યત્ન નહિ ફલીભૂત થયો,
નૃપ તો જ્યમનો ત્યમ સ્થીર રહ્યો. ૬

### અનુષ્ટુપ્.

વિચારીને સમો થોડો ફરી બાલે લીધી વીણા,
સુરો સર્વે કરી એક દીવ્ય ગાન કર્યું મહા. ૭

### હરિગીત–દિવ્યગાન.

વેદો તણા ઉચ્ચાર કરતા બ્રાહ્મણો શુચી શુદ્ધજે,
જાયે સહુ દેવાલયે શ્રદ્ધા ધરી દર્શન કૃતે;
એ ગાન સાચી ભક્તિથી ને નિપુણતાથી નીકળ્યું,
ને ત્હેની સિદ્ધિ બાળને મળી ગાન તો કિંચત્ ફળ્યું. ૮

### શિખરિણી.

ઉભો જે સ્તંભી તે નૃપ બહુ ધ્રુજ્યો અંતર મંહીં,
અને ભાસ્યું આવ્યું જીવન જડ તે દેહની મંહીં;
હલાવ્યું તે કંપે પટગૃહ બધું વેગ બળથી,
કંઈ આશા આવી શુચી વ્રત શિશુના ઉર પ્રતિ. ૯

### હરિગીત.

એ રાયનું મસ્તક હલ્યું ને મુકુટપર રશ્મિ પડી,
મહામૂલ્યવાન નીલમ અને માણેકય ઝળકયાં ત્યાંહીથી;
તંબુ મહિં ચમકાર વિજળી તુલ્ય ત્હેનાથી થયો,
હલ્યું શિર કિન્તુ દેહતો સ્થિર પ્રથમની જેવો રહ્યો. ૧૦

તા૦ ૧૯-૮-૦૯ ગુરૂવાર

## દર્શન પાંચમું-ભૂતકાળ.

### હરિગીત.

મસ્તક હલ્યું પણ દેહ સ્થિર ઉભી નીહાળી બાળકે,
ફરી સ્મરણ કરી જગતાતનું આરંભ્યું ગાન મૃદુસ્વરે;
એ ભૂપતિનું પુર્વનું વૃત્તાન્ત જે તે જાણુતો,
તે આદર્યું-નિજ ગાનમાં ઉત્તેજવાને ભૂપ તો. ૧

### શાર્દૂલ.

"ગાળ્યું બાલ્ય નરેન્દ્ર! અંતપુરમાં માતા કને ત્હેં પ્રીતે,
"થાતાં પ્રાપ્ત યુવા ત્હને દઈ દીધું સ્વાતંત્ર્ય સર્વે રીતે;
"માણી ત્હેં બહુ મોજ એ વય મહિ સાચો સુખી તું ખરે,
"આપેલા પ્રભુએ ખરા સમયને ત્હેં ભોગવ્યો રાય હે! ૨

### હરિગીત.

"તું સાગરે ફરવા જતો વળી નીકળતો મૃગયા કૃતે,
"ને ગાઢ વનમાહીં જઈ હણુતો મહા બળી સિંહને;
"વળી પર્વતો ચ્હડતો પ્રીતે, ત્યાં મિષ્ટ ભોજન ચાખતો,
"દેવી ક્ષુધાની તૃપ્ત કરી પાછો નગરમાં આવતો. ૩

### વસંતતિલકા.

"ક્રોદી વળી જઈ સુતો નદીને તટે તું,
"ને લક્ષ આપી સુણુતો જળ વ્હેણુ ધીમું;
"જે ભોગ્ય તે અનુભવી કયમ ભોગવે ના?
"આસ્વાદ છે જીવન ભોગવવા મહિં હા! ૪

### હરિગીત.

"છે સ્મરણ તુજને રાય હે! કયમ તાતની આજ્ઞા લઈ,
"તું યુદ્ધ કરવા વિચરીયો બળવાન હય પર સ્વાર થઈ;

"અન્તે પ્રણામ કર્યા પ્રીતે ત્હેં જનનીને કેવી રીતે,
"પાછો ફર્યો વિજયી થઈ રાજ્યાભિષેક સ્મરો ચિત્તે. ૫

### મન્દાક્રાન્તા.

"તેજસ્વી રે નૃપ સ્મરણ છે તાત ત્હારાનું મૃત્યુ?
"માતા ત્હારી રૂદન કરતી ધૈર્ય ત્હેં શું ધર્યું તું–
"ચાલ્યા દુઃખી શબ દહનના કાર્ય કાજે જવા સૌ,
"માતે તેડ્યો કર તવ ચુમ્યો પુર્ણ છે શું કહું હું ૬

### અનુષ્ટુપ્.

"પ્રતિષ્ઠા પૂર્ણ પામીને વધે છે શશિ તુલ્ય તું.
"થયો છે પુર્ણીમા ચન્દ્ર ચક્રવર્તી નરેન્દ્ર તું." ૭

### હરિગીત.

એ ગાન પુર્ણ થતાં થયો શો હર્ષ એ શુચી બાળને,
સ્હામે ઉભેલી આકૃતિ વેગે હલી તત્કાળ રે;
ને જેવું છેલ્લું "ચક્રવર્તિ" નામ કર્ણ વિષે ગયું,
એ ભૂપના અવયવ દરેકે બળ કંઈ પ્રસરી રહ્યું. ૮

### શીખરિણી.

કદી જોયો બન્ધુ? હિમ થકી છવાયેલ ગિરિને,
વસન્તે તે ઘ્હેલો, ખીણ મહિં દીસે કેમ ખીલીને;
બધે જાતાં થોડો હિમ શિખર ટોચે રહી ગયો,
પરન્તુ અન્તે તે, રવી કીરણથી તો પડી ગયો. ૯

### હરિગીત.

એ હિમ સર્વ ખરી રહેતાં પ્રથમ તુલ્ય ગિરિ દીસે,
જે દીર્ઘ કાળની ફાટને શીલા યથાવસ્થીત દીસે;
તેવી રીતે સહુ ગ્લાની જાતાં નૃપ પ્રથમ જેવો થયો,
ને એક કંપે સર્વ મંડપ બળ થકી ધ્રુજાવીઓ. ૧૦

### શાર્દૂલ.

આવ્યા પ્રાણુ ગયું પરન્તુ કંઈ ને, એ શાન્ત ઉભો રહ્યો,
ભાસે તે કંઈ શોધ તો નવ મળે, એ બાળ જાણી ગયો;
નેત્રે તેજ ગુમાવીયું સઘળું રે ! રાજા નિરાળું જુએ,
એને એજ નરેન્દ્ર તો સજીવ છે, છે ખોટ શાની હવે? ૧૧

### હરિગીત.

સન્ધ્યા સમે જ્યમ મંદ થાએ સૂર્ય અસ્ત થવા સમે,
ને રશ્મિ સર્વે એકઠી કરી તેજને સંકોચી લે;
ત્યમ પૃથ્વીપતિ ભૂપે કર્યું અતિમંદ ગતિથી કાર્ય તે,
બે રશ્મિ જેવા હસ્ત સંકોચી મુકયા ઉરની પરે. ૧૨

### અનુષ્ટુપ્.

દીવ્ય બાળે ફરી કાંઇ તરંગોથી વિચારીયું; ૧૩
આણુવાને ખરા પ્રાણુ ગાન આરંભવા રહ્યું.

તા૦ ૧૯-૮-૦૯. ગુરૂવાર.

---

## દર્શન-છઠું-ભવિષ્યકાળ.

### હરિગીત.

શા ગાનથી આકર્ષવો? એ રાય બાળ વિચારતો;
શી કલ્પનાથી લુબ્ધ કરવો? ધારણા મન ધારતો.
સ્વાદિષ્ટ ભોજન કોઈ મૂકે વ્યાધિ પીડિત જનકને,
એ દુઃખી નિરખે ને કહે છે શ્રેષ્ઠ તદપિના ગમે. ૧
એવે પ્રકારે ભૂપતિને કર્ણથી ગાયન રૂચ્યું,
કિન્તુ જણાયું કાંઇના ઉપયોગી તે માંહિ કશું.
આવ્યું અચાનક લક્ષમાં કંઈ બાળને વિચારમાં,
વીણા લઈને આદર્યું ફરી ગાન સુન્દર રાગમાં. ૨

## શાર્દૂલ.

"હા રાજા! કર્યું ત્હેં ઉચિત સઘળું આસ્વાદ પુરો લઇ,
"એનું એ ઉપયોગી થાય પછીથી આ જીંદગીની મહિં.
"દેહો સર્વ મનુષ્યની તરૂ તણી શાખારૂપી છે અને,
"આત્મામાં રસ તે મુકે નિજ બળે તે સ્હાયકારી બને. ૩

## હરિગીત.

"પ્હેલાં અતિ સંભાળપૂર્વક બીજ વાવે છે સહુ,
"એ છોડ થાયે પક્ષી આવી ચાંચ મારે છે બહુ;
"એ જાય વધતું શૃંગ મારે મૃગ બધા આવી તહીં,
"અન્તે વધે એ વૃક્ષ થાયે જન સુધી બેસે તહિં. ૪

## તોટક.

"નૃપ એ તરૂ આમ્રની જેમ સહુ,
"મહા ઉચ્ચ નરો વધશેજ બહુ.
"પણ પૂર્ણ નથી કંઇ ત્યાં સઘળું,
"હજી બાકી રહ્યું સુણજે હું કહું. ૫

## હરિગીત.

"એ વૃક્ષ વધીને પાછું નમવા માંડશે થોડે સમે,
"ને પત્ર શાખા થડ સહુ ખરતાં જશે ધીમે ધીમે.
"પણ સત્ય સત્વ મહિં રહ્યું છે આમ્રફળ આવે ઘણાં,
"એ ફળરૂપે જગમાં પ્રસરતાં કીર્તિ સર્વ વધારતાં. ૬

## અનુષ્ટુપ્.

"પ્રયત્નો સર્વ છે રાય! ફળો પ્રાપ્ત થવા કૃતે,
"વૃક્ષ શાખા નહિં જોવું આશ ઉચ્ચ ધરો ઉરે. ૭

## હરિગીત.

"એ વૃક્ષ પેઠે ભૂપ વૃદ્ધિ પામીઓ સર્વે રીતે,
"કિન્તુ હજી બાકી બધાં છે સુફળ તો ત્હારે કૃતે.

"જે ઉચ્ચ કાર્યો કલ્પનાઓ તું કરીશ તે સર્વને,
"સ્મરશે સદા તુજ વંશજો, યશગાન ગાશે સર્વ તે. ૮

વસન્તતિલકા.

"આ ચક્રવર્તી નૃપની અભિલાષ શ્રેષ્ઠ,
"આ કાર્ય એ ગત નરેન્દ્ર થકી થયેલ.
"આ કલ્પના નીકળી એ ભૂપના ઉરેથી,
"એવું પછી જગજનો કહેશે મુખેથી. ૯

હરિગીત.

"તુજ મૃત્યુ પછી ત્હારી પ્રશંસા અખીલ જગમાં પ્રસરશે,
"તુજ કીર્તિ સ્તંભો સર્વ સ્થળમાં જગતનાં જન નાખશે.
"તુજ કાર્યના લેખો લખાશે શ્વેત શીલાઓ પરે,
"તુજ ગુણના ગાનો ગવાશે કાવ્ય કરશે કવિ ખરે. ૧૦

તોટક.

"નૃપ સર્વ થશે તુજ એક થકી,
"તુજ જન્મ સુમૂળ સહુનું નકી.
"અતિ માન પ્રભુ ઉપકાર પતિ,
"તુજ જન્મ કર્યો હિતકાર અતિ. ૧૧

તા૦ ૨૧-૮-૦૯. શનિવાર.

---

## દર્શન સાતમું-દશા વર્ણન.

શાર્દૂલ.

થાતાં પુર્ણ મધુર એ ગીત અને એ બાળ સ્તંભી ગયો,
જોયું તે નૃપની પ્રતિ, ગતિ કંઇ ધીમી કરી તે રહ્યો.
ઉંચો એક કરી વિશાળ કર ને નેત્રો વીંચી ત્યાં મુકયો,
બીજા હસ્ત થકી લલાટપર જે, તે સ્વેદ ધીમે લુછયો. ૧

## વસન્તતિલકા.

નિઃશ્વાસ મંદ નીકળ્યો મુખ માંહિથી ને,
વિશ્રાન્તિ કાજ નૃપ સ્તંભ પરે પડયો રે.
એ પાદવાળી કર્યું આસન પૃથ્વી શિરે,
ને એક હસ્ત ફરી કમ્મર પાસ દીપે. ૨

## હરિગીત.

શુચી બાળના કરમાહિંથી વીણા પડી ગઇ હરખથી,
ને શિર પૃથ્વી પ્રતિ કરી એ ગાનથી અટકયો જરી.
એ શાન્તિમાં શ્રમથી અતિ એ બાળ નિદ્રાવશ થયો,
ને માત્ર થોડી ક્ષણ સુધીએ સર્વ ભાન ભુલી ગયો. ૩

## મન્દાક્રાન્તા.

જાગ્યો જ્યારે, મધુર નિંદથી, બાળ પાછો ફરીને,
જોયું ઉંચે, નૃપ ભણી ફરી દૃષ્ટિ ઉંચી કરીને.
દૃષ્ટિ બન્ને, નૃપ શિશુ તણી, એક પુરી થઇ ને,
પ્રીતિ વ્હેણું, નૃપ નજરથી, પૂર્ણ વ્હેતું થયું છે. ૪

## હરિગીત.

રાયે ઉપાડયો એક કરને બાળ મસ્તક મૂકતાં,
બધી પુષ્ટ અંગુલી થકી શિશુકેશ ચારૂ સમારીઆ.
ને મુખ મધુરૂં હસ્તથી ઉંચું કરી જોઈ રહ્યો,
જ્યમ મનુજ પુષ્પ નિહાળી હરખે તેમ તે હર્ષીત થયો. ૫

## શિખરિણી.

નિહાળી આ પ્રીતિ, નૃપ તણી અતિ ભાવિક ખરે.
કંઇ જાગી વૃત્તિ, શુચી શિશુ તણા ઉર મહીં રે,
"કર્યું મ્હેં ના કાંઈ, નૃપ તુજ કૃતે સત્ય સુખદા.
રહ્યું સર્વે બાકી," ફરી રહ્યું વિચાર્યું હ્રદયમાં. ૬

### હરિગીત.

“હું આપું તુજને એવું કાંઈ અહીં અને તહીં સુખી કરે,
“તે આ જીવન બીજા જીવનમાં સર્વદા સાથે ફરે;
“હા! સ્મરણ આવ્યું સર્વ મુજને સ્વપ્ન મ્હારૂં રાય હે!
“સુણ તે પુરૂં દઈ લક્ષ મ્હારૂં સર્વ કહું વૃત્તાન્ત તે.” ૭

### અનુષ્ટુપ.

શિશુના હસ્તથી વીણા પડી આવેશી તે બન્યો,
સુરો સર્વે તજી દીધા, પ્રેરણા દૈવી બોલીઓ. ૮

તા૦ ૨૧-૮-૦૯ શનિવાર.

---

## દર્શન આઠમું-વૃથાભિમાન.

### ઢીંઢી.

“અરે રાય! કર્યું મિથ્યા અભિમાન,
“ધાર્યું લઇશ વ્યાધિ-હરણ તણું માન;
“કિન્તુ કોણ હું શી શક્તિ ભૂપ મ્હારી?
“મ્હને દુઃખ થાય સર્વ એ વિચારી. ૧

### હરિગીત.

“રે શ્રેષ્ઠ ભૂપતિ હું ફર્યો છું જગતમાં સર્વે સ્થળે,
“હું વસ્તુ પ્રભુની તદપિ જોતો અન્ય પ્રભુની વસ્તુને;
“પ્હેલાં મ્હને આભાસ થાતો ન્યાય કરવા હું બન્યો,
“ને ઈશની સઘળી કૃતિમાં દોષ ખુબી જોતો જતો, ૨

### ઢીંઢી.

“શશિ કરવા યદિ શક્તિ હોત મ્હારી,
“તો ન રાખત કદી એવી ખામી ભારી;
“પૂર્ણ શ્વેત ચારૂચન્દ્ર રચત હું તો,
“ત્હારૂં કાર્ય એ નહિં પ્રભુ પુરૂં ઓ! ૩

### તોટક.

"પણ પાછળથી સમજાયું મ્હને,
"જગનાથ પુરો સઘળીજ રીતે;
"અણું હું શું અરે વિભુ તે વળી ક્યાં?
"ક્યમ હામ ધરી દુઃખી પાપી મહા! ૪

### ઝુલણા.

"રાય એવું હતું મનમહિં મુજને હું પ્રભુથી વધુ એક રીતે
"પ્રેમ મ્હારામહિં ઈશમહિં તે નહિં તેથી ત્હેનાથી મ્હારૂં વધે છે;
'સ્વપ્નુ આવ્યું મ્હને કાલ રાત્રે અને ભાગી મ્હારી બધી ચિત્ત ભ્રાન્તી,
દીવ્ય દૈવે મ્હને પ્રેરી દર્શન દીધાં શું કહું રાય મુજ ચિત્ત શાન્તિ. ૫

### દીંડી.

કરે સહુ મનુષ્ય એક બીજા માટે,
પ્રભુ! દૂર રહી સર્વ એ નિહાળે;
કરે કાંઈ નહીં તે મનુષ્ય પેઠે,
વ્યર્થ એ તરંગ દૂર કર્યો હેતે! ૬

### હરિગીત.

"સર્વે મનુષ્ય માંહ જગાડે પ્રેમ વૃત્તિ કોણ રે!
"ને કોણ એક બીજા કૃતે દુઃખ વેઠવા શક્તિ મુકે;
"એ સર્વ તો છે અંશ કિન્તુ પ્રેમનો કર્ત્તા કયો?
"ઓ નાથ! મિથ્યા હું વહું અભિમાન કરી દોષિત થયો. ૭
"હું પ્રથમ પ્રભુને પૂર્ણ શક્તિમાન ન્યાયી માનતો,
"પણ હું પછી એ પૂર્ણ પ્રેમીની કૃપાને સમજીયો;
"એ અતિ દયાળુ નાથ સ્મરતાં અનુગ્રહો ઉર ઉભરે,
"હું વિશ્વવ્યાપક તાતને જોઉં નરેન્દ્ર સહુ સ્થળે. ૮

અનુષ્ટુપ્.

"રાય! સ્વપ્નું સુણો મ્હારૂં, પ્રભુએ જે કહેલ છે,
"મ્હને આજ્ઞા દીધી નાથે, સર્વને વદવાજ તે. ૯
"સ્મરૂં સ્વપ્નું કંઈ ઉર્મિ, દીવ્ય આવે મ્હને ઉરે,
"કદી ના તે ભુલી જાવા, શું પ્રયત્ન કરૂં અરે. ૧૦

તા૦ ૨૧-૮-૦૯ શનિવાર.

---

## દર્શન નવમું–સત્ય માર્ગ.

શાર્દૂલ.

"જો રાજા નિરખે નહિં દુરખ્હણે એ દીવ્ય સીન્ધુ માંહ,
"સુતેલા પરમાત્મ વિષ્નુ પિતુને શેષાસને શાન્તિથી;
"જા ત્હેને શરણે નરેન્દ્ર! કરશે ત્હારૂં સદા શ્રેય તે,
"હું શું મુક્ત કરીશ વ્યાધિથી ત્હને? એ સત્ય ઉપાય છે. ૧

હરિગીત.

"કાલે મ્હને પ્રેર્યો પ્રભુએ જગતમાં કહેજે બધે,
"હું પ્રેમમય છું, કરીશ સઘળું શરણુ મ્હારે જે રહે;
"હું માત્ર પ્રીતિ નહિં કરૂં પણ જન કૃતે વેઠીશ બધું,
"જો માગશે તો પૃથ્વીપર અવતાર લઈ આવીશ હું. ૨

એકત્રીસા સવૈયા.

સર્વે જાણે છે રાજા! કેવું એ તાત કરે પ્રીતે,
રામ રૂપે અવતાર લઈ તે સાબીત સર્વ કર્યું જાતે;
વનમાં વિચર્યા, દૈત્યો માર્યા, ત્યાગ કર્યો શ્રી જાનકીનો,
વધુ કહુ શું રાય વિદિત છે સર્વ ત્હમે સમજી જાઓ. ૩

તોટક.

વળી કૃષ્ણ રૂપે અવતાર લઈ,
બહુ કાર્ય કર્યા જનકાજ સહી;

"જન આર્તી થકી ઝટ જન્મ લીધો,
"નિજ ભક્તતણો રથ હાંકી દીધો. ૪

### હરિગીત.

"નવ કંઈ હવે કહું રાય! તુજને શરણું ગ્રહ એ તાતનું,
"એ સર્વ રીતે પૂર્ણ કરશે બાકી નહિં કો જાતનું;
"ઓ! જગત ત્રાતા! સ્વપ્નમાં આવ્યા અને મુજને કહ્યું,
"તે પૃથ્વીપતિ આ ભૂપને મ્હેં વિદિત કરીયું છે સહુ. ૫
"શ્રદ્ધા ભરી છે જેવી મુજમાં તેવી તે નૃપમાં ભરો,
"એ દાનમાં દાનો બીજાનો તો સમાવેશે થયો;
"ઓ એકથી પરિપૂર્ણ બધું છે યાચના આ મ્હારી છે,
"જા રાય! શ્રી જગનાથ પ્રેમે રાહ ત્હારી તો જુએ." ૬

* * * * * *

### ભુજંગી.

નમું હું ત્હને પ્રેમથી વિશ્વનાથ,
નમું હું ત્હને ભાવથી વિષ્ણુ તાત;
પ્રભુ રે! પ્રભુ શાન્તિદાતા દયાળ,
ત્હમે લ્યો કૃપાથી હમારીજ ભાળ. ૭

તા૦ ૨૧-૮-૦૯ શનિવાર.

---

## મનુષ્ય સ્વભાવ.

### ઉપેન્દ્રવજ્રા.

છે એક મ્હારી સખી દૂર દેશે,
આ સ્થાનથી તે બહુ દૂર રે' છે;
પ્રીતિ અતિ તે મુજ માટ ધારે,
છે સ્નેહ થોડો મુજ તેહ સાટે. ૧

### શિખરિણી.

યદિ ઇચ્છું હું તો જરૂર, ઝટ આવે મુજ કને,
બહુ થોડે યત્ને, દૂરથી અહિં આવી રહી શકે;

વહું થોડું તોયે, સમજી સઘળું અર્થ લહી લે,
અને મ્હારે કાજે, જીવન સુધી સર્વે દઇ શકે. ૨

તોટક.

અતિ વ્યાધિ થકી પકડાઉં યદિ,
નવ તે સમયે દૂર થાય કદી;
લ્હડું બોલું નહિં, વળી ક્રૂર બનું,
તદપિ કરી સેવ સહે સઘળું. ૩

હરિગીત.

છે આવી મ્હારે શાન્ત પ્રેમી સહન શીલ સખી યદિ,
ને મુજ કૃતે સહુ અર્પવા તૈયાર છે તેવી વળી;
તોયે નગણુતાં તેહને કરી દૂર હું ચાહું બીજી,
એ અન્યનાં ગુણુવર્ણુનો કરજો શ્રવણુ સર્વે હજી. ૪

વસંતતિલકા.

છે અન્ય મ્હારી સખી આંહી રહે સદાયે,
આ દેશમાં—સમીપમાં-વસતી જણાયે;
તેના પરે અતીવ છે મુજ સ્નેહ ઘેલો,
ખેંચાય તે પ્રતિ બહુ મન મ્હારું તો, હો! ૫

શાર્દૂલ.

ત્હને તો નથી લેશ માત્ર પરવા મ્હારી તદાપિ મ્હને,
લોભાવે નિજ સત્ય અંતર થકી આકર્ષી ખેંચે મ્હને;
જાઉં પાસ નમી અતિ વિનવીને યત્નો કરું હું જદા,
પ્રીતે ના મુજની પ્રતિ નિરખતી અગ્નિ ભર્યો ચક્ષુમાં. ૬

હરિગીત.

હું સમજું છું એ સર્વ તોયે નિત્ય ખેંચાઉં તાહ,
હું માનું છું એ સત્ય નાગણુ ડંખશે કોદી કંઈ;

હું જાણું છું કે વિષ મુજને વ્યાપશે વસમું અતિ,
તોયે અરે એ દુષ્ટ સંગતિ તો જરા છુટતી નથી. ૭

### અનુષ્ટુપ્.

આ સમી સૌ મનુષ્યોને બે સખી મળતી વળી,
તજી પ્હેલી ગ્રહે બીજી એ સ્વભાવ થયો નકી. ૮

### હરિગીત.

ભક્તિ અને માયા રૂપી તે બે સખીઓ આ કહી,
છે એક દૂર અને બીજી છે ગ્રાહ્ય જે સમીપે રહી;
છે હિત ઘણું વળી શ્રેયકારક લાભદાતા તે તજી,
શું કામ ઇચ્છવી અન્ય જેથી નાશ છે એ પારખી! ૯

### દીંડી.

લેશ યત્ન કરે અભિલાષ ધારે,
દોડી પ્રથમ સખી આવશે ત્વરાએ;
સ્વબળ થકી અન્યને હઠેલી દેશે,
વળી એ સમે પ્રભુ સહાય દેશે. ૧૦

તા૦ ૨૮-૮-૦૯ શનિવાર.

---

## આશ્ચર્ય.

### વસંતતિલકા.

ઓ! આવીયો મધુર આ સ્વર ક્યાંથી આંહી?
કીધો પ્રવેશ કયમ રે! મુજ કર્ણ માંહી?
શી રીતથી મન વિશે રણકાર કીધો?
બે શુદ્ધ પ્રાણ મુજ કેમ સજીવ કીધો? ૧

### અનુષ્ટુપ્.

અર્ધ નિદ્રા અને અર્ધી બેશુદ્ધિ મહીં હું સુતી,
મૃદુ ગાને-વિચારોએ-જાગૃતિ મુજને કીધી. ૨

### હરિગીત.

સર્વે દુશાલા ફેંકીને આવેશથી હું ઉઠી ગઈ,
મુજ ભુવન છોડી વાટિકાના દ્વાર સમીપ ઉભી રહી;
એ ગાનનો સ્વર આવતો બહુ માર્ગ ઉપર દૂરથી,
એ માર્ગની અતિ સમીપમાં મુજ ભુવનદ્વાર હતું વળી. ૩

### મન્દાક્રાન્તા.

થોડીવારે મધુર સ્વર એ પાસ આવી પહોંચ્યો,
ગાનારાં તે નજર પડીઆં બેઉ તે દીન સ્ત્રીઓ;
ચાલે પ્હેલી-યુવતી-પકડી વૃદ્ધની અંગુલીને,
માતા પુત્રી મુખ ઉપરથી લાગતાં તેજ બન્ને. ૪

### શાર્દૂલ.

પુત્રીના કરમાં કુસુમ મૃદુ બે ચારૂ અતિ દીપતાં,
માતાના કરમા મીઠાં કણુસલાં દીપે વળી ધાન્યનાં;
ભાસે ક્ષેત્ર થકી ફરે ગૃહપ્રતિ પાછાં કરી કાર્યને,
નિર્દોષી દીસતી કૃષીવલ તણી બન્ને સ્ત્રીઓ તો ખરે. ૫

### અનુષ્ટુપ્.

સુખ શાન્તિ મુખે દીપે વળી સંતોષ શોભતો,
પ્રભુ લીલા નિહાળીને જતાં શો હર્ષ ઓપતો. ૬

### હરિગીત.

ઇર્ષા થઈ અન્તર વિષે નિરખી સુખી તે બેઉને,
રે! હું સુખી શ્રીમંત કે આ બે સુખી કંગાલ તે?
મ્હોટા ભુવનને ચારુ ઉદ્યાનો ધરું તે હું સુખી?
કે પર્ણકુટી બાંધી રહેતી દીન આ બે સ્ત્રી સુખી? ૭

### તોટક.

વળી શાલ દુશાલથી બંધનમાં,
રહેતી બહુ ઔષધના વચમાં;

સુખી હું ખરો કે સુખી આ જીવ બે,
વિણ અંકુશ જે વનમાં વિચરે. ૮

ઉપેન્દ્રવજા.

આ બે નિહાળે પ્રભુની લીલાઓ,
ને અન્ય ત્હેના કૃત સર્વ કાર્યો;
ત્યારે હું તો શક્તિ ગુમાવી મ્હારી,
સંકોચી બુદ્ધિ રહું હામ હારી. ૯

અનુષ્ટુપ્.

સુખી બન્ને ખરાં તે કે? સુખી હું તે અહો પ્રભો!
કૃપા ત્હારી તહીં સાચી નકામી હું અરે અહો! ૧૦
વિશ્વત્રાતા પ્રીતિ સાચી હોય તે પરખાય છે,
મ્હને આપી નકામું ને સત્ય ગુપ્ત રખાય કે? ૧૧

હરિગીત.

હું આહુર્યો ઊડું નભ વિષે સંકલ્પ કોદ્દી થાય છે,
કોદ્દી અરણ્યે એકલાં વસવા શું વૃત્તિ જાય છે;
પણ સર્વ પરિમિત આપીયું હું શું કરું સમજું નહિ,
છે હૃદયમાં ઉભરો અતિ પણ શો ઉપાય કહી દઈ. ૧૨

નારાચ.

ભુલી સહુ વિચારમાં શું કામ આવો હું અહિ,
અરે ગઈ સ્ત્રી પેલી બે શું દૂર ચાલીને કંઈ;
વિશાલ માર્ગમાં પડે ન દૃષ્ટિ એ જનો અને,
સહું સ્થળે જ શાન્તિ રાજ્ય જોરથી કરે ખરે. ૧૩

અનુષ્ટુપ્.

ફરી હું પાછો દ્વારેથી લઇ શોકિત ચિત્તને,
દૃષ્ટિ આકર્ષી ત્યાં મ્હારી ઈશની સર્વ વસ્તુ એ. ૧૪

### હરિગીત.

ઉંચે રહ્યો નભ મધ્યમાં શશિ પૂર્ણ ખીલીને વળી,
અગણિત તારા ગ્રહ સહુ લટક્યા ઝઝુમીને અતિ;
આકાશ સ્વચ્છ ન એક વાદળ વિઘ્ન કરનારું તહિં,
ને શ્વેત વસ્ત્રોથી–ચાંદનીથી–આખી ભૂ શોભી રહિ. ૧૫
ઉદ્યાન વચ્ચે હોજ સુંદર જળ થકી પૂરિતને,
ન્હાનાં તરુ કુસુમો નમાવી આસપાસ ઉભાં રહે;
વળી ઉચ્ચ વૃક્ષો ચંદનીમાં પાડતાં પ્રતિ બિમ્બ ત્યાં,
કો તારલો નભથી ખરે કો પત્ર વૃક્ષેથી પડ્યાં. ૧૬

### શિખરિણી.

ઉભી હું ત્યાં થોડું હૃદય કરવા સ્વસ્થ મુજને,
નિહાળું શાન્તિથી જળ ખુળી કુવારા મહીં અરે;
તહીં ઉંચે વૃક્ષે સ્વર કંઇ થયો ચારુ મધુરો,
દીઠી કોકિલા મ્હેં અનુપમ મૃદુ વૃક્ષ પર ઓ. ૧૭

### તોટક.

વધુ વિસ્મયકારક એવું બન્યું,
મુખ એ મૃદુ કોકિલનું ઉઘડ્યું;
વદી દિવ્ય વિલક્ષણ વાણી થકી,
બની સ્તબ્ધ ઉભી સુણવા હું નકી. ૧૮

### હરિગીત.

"ઓ બાલિકા! ત્હારા વિચારો દૂર કર યત્નો કરી,
તું એ વિચારોથી કદી નહિ સુખી થાઇશ રે જરી;
નિર્માણ ત્હારી જે સ્થિતિ કરી છે પ્રભુએ તે મહીં,
શિક્ષણ લઈ ઉપયોગી કર આ ખિન્નતા તો યોગ્ય નહિં. ૧૯

### દ્રુતવિલંબિત.

મમ અરે! દુહિતા! દુખણી તું છે,
દુખ ખરું તુજ તે લહું હું ખરે;

પણ વિચાર ન આ ધરવા થકી.
સુખી થઈશ ન કો દિન તું નકી. ૨૦

અનુષ્ટુપ્.

"બોધ મ્હારો લહી પુત્રી! થજે સર્વ રીતે સુખી,"
વદી એ કોકિલા ત્યાંથી ઉડી પાંખો ઉંચી કરી. ૨૧

હરિગીત.

એ પાંખ ઉંચી થાય ત્યાં આશ્ચર્ય દૃષ્ટિએ પડયું,
એ કોકિલા બદલાઈ માનુષી શરીર ત્હેણે ધારીયું;
એ દિવ્ય રૂપમાં જ્યોતિ વચ્ચે માત મ્હારી જોઈ મ્હેં,
ધીમું મધુરૂં હાસ્ય કરતી આશીષો દે કર વડે. ૨૨

ઉપેન્દ્રવજ્રા.

"માતા રહે લેશ ઉભી અરેરે,
નાંખી મ્હને એકલી કેમ ઉડે?"
બોલી કરૂં હસ્ત ઉંચો હું ત્યાં તે,
મૂર્તિ ખસીને થઈ ગૂમ ક્યાં એ? ૨૩

---

તા૦ ૧-૯-૦૯ બુધવાર

આત્મહત્યા.

હરિગીત.

છે કો મહા પ્રાસાદ ત્હેના એક ખંડ વિષે સુતો,
નર એક પૃથ્વી પર સુશોભિત ગાલીચા પર નીરખો;
ખંજર ગ્રહ્યું છે એક હસ્તે એક હસ્ત ઉરે મુકયો,
ને મુખ ઉપર તે સ્પષ્ટ પશ્ચાત્તાપ નજરે આવતો. ૧

લલિત.

અરર મ્હેં કર્યું કેવું કાર્ય આ,
સુઝ પડ્યું મ્હને પાપ કેમ આ;
પ્રથમ ના કરી ધારણા કશી,
નીતિની દેવી ના ચિત્તમાં વશી. ૨

જન સમાજનું સર્વ કાંઈ જે
ધન અને મતા સર્વ લુંટી તે,
ધન બીજા તણે મોજ માણીઓ,
નહિં કુકર્મમાં દોષ જાણીયો. ૩

હરિગીત.

દેતા મ્હને વિશ્વાસથી સર્વે જનો નિજ ધન બધું,
એ સર્વ સટ્ટામાં જુગારે વ્યય કરી દેતો બધું;
કાલે જીતીને સર્વ પાછું દઈશ હું મન ધારતો,
આવી દશા મ્હારી થશે નવ લેશ પ્હેલાં જાણતો. ૪

દ્રુત વિલંબિત.

પણ પછી સમજ્યો તદપિ કર્યું,
કર ગ્રહ્યું ફરી કાર્ય જ મ્હેં શરુ;
ધન લીધું કંઈ લક્ષ મનુષ્યનું,
સહુ કૃતે રડવું જ હવે રહ્યું. ૫

હરિગીત.

કાલે કહ્યું શુભ ઈચ્છનારા એક મ્હારા બન્ધુએ,
"ભાઇ! હવે આ પાપ ત્યાગીને ગ્રહો એકાન્ત રે;
છે પાપ પુંજ અતીવ તેથી તે મહીં ન વધારશો,
રાખી ધીરજ ના આત્મઘાતની ધારણા મન ધારશો." ૬

લલિત.

સમૂહ પાપનો એટલો બધો,
તુજ સહાચરી માર્ગ ના કશો;
નવ પ્રભુ તણા ધામમાં જગા,
મળી શકે ત્હને આંહી રહો અહા!" ૭

તોટક.

સમજું નહિં શું કરવું જીવીને,
સમજું નહિ શું કરવું મરીને;

નવ આંહિ જગા નવ તાંહી જગા,
નિરખે મુખ પાપી શું કોણુ કદા. ૮

**શાર્દૂલ.**

નીતિ ભીતિનોં દ્વંદ્વો યુદ્ધ કરતી ત્હેના દુઃખી ઉરમાં,
દૈવી આસુરી પ્રકૃતિ પુરૂષને ડોલાવતી ચિત્તમાં;
અન્તે ભીતિ થઇ જયી પુરૂષને ઘેર્યો અનીતિ થકી,
આવેશી બની ખોસ્યું ખંજર ઉરે એ પાપી જીવે નકી. ૯

**હરિગીત.**

એ પેસતાંની સાથ ખુલ્લા દ્વારથી કો આવીયું,
નિરખ્યું મહા એ ઘોર પાપ રૂદન અતીવ મચાવ્યું;
ભેગાં થયાં એ ખંડમાં ગૃહ માંહીથી સર્વે જનો,
શૂરવીર માલીક મૃત્યુવશ સૂતો પડેલો દેખીઓ. ૧૦
એ પુરૂષની કમભાગી ભાર્યા દીન પતિ પાસે પડી,
કરૂણાજનક દુઃખી સ્વરે કર્યું રૂદન અતિશોકિત બની;
ઓ નાથ મ્હારા! એકલી મૂકી જશો કયાં રે ત્હમે,
એ બોલતાં ખંજર લીધું શબ થઇ પડી પતિ પાસ તે. ૧૧

**અનુષ્ટુપ્.**

દુઃખ આશ્ચર્યની વચ્ચે જનો સ્તબ્ધ બની રહ્યાં,
સર્વની મધ્યમાં ત્યાંહી બાળ બે આવીને ઉભાં. ૧૨

**લલિત.**

"પ્રિય પિતા અને માત વ્હાલીરે,
કયમ કર્યું ત્હમે કાર્ય આ રીતે?
સ્થિતિ હમારી શી ના વિચાર્યું તે,
રહીશું કયાં હમે આજથી હવે? ૧૩

**હરિગીત.**

સુણતાં રૂદન બે બાળનું કો ત્યાંથી નિકળ્યું અચાનકે,
"ચાલો ભગિની બંધુ મ્હારે રંકને ગૃહ આપ બે;"

એ વૃદ્ધ નિષ્ઠાવાન સેવક સાથ ચાલ્યાં બાળ એ,
પ્રાસાદમાં રહેતાં કુસુમનો પર્ણકુટીમાં વાસ છે. ૧૪

તોટક.

ક્ષણુમાં પલટી સ્થિતિ કેવી હરે!
ધની દીન બન્યાં ક્ષણુમાં શી રીતે!
પ્રભુ રંકનું રાય કરે પળમાં,
વળી રાયનું રંક કરે ક્ષણુમાં. ૧૫

---

તા૦ ૧૦-૯-૦૯ શુક્રવાર.

## નવું વર્ષ.

શાર્દૂલ.

લીલાં સુન્દર વૃક્ષ પૂર્ણ હીમથી શ્રી હિમગિરિ પરે,
કોઈ સ્થાન જ માત્ર હીમ વિણુ ત્યાં દીસે ગિરિ શિખરે;
એવા એક સ્થળે વિશાળ તરૂની છાયા નીચે રાત્રીમાં,
છેલ્લા પ્હોર વિષે જણાય ત્રણુ સ્ત્રી બેઠેલી છે વાતમાં. ૧
વૃદ્ધા એક, યુવા બીજી મધુરી છે, ત્રીજી કુમારી અને,
વૃદ્ધા યુવતી મધ્ય આસન કર્યું એ બાલિકાએ ખરે;
અશ્રુ નેત્ર થકી બહુ ઝરાં રહ્યાં શોકિત છે યુવતી,
શોભે શુદ્ધિ મધુરતા, વિમળતા એ બાળની મુખશી. ૨

હરિગીત.

બે શાન્ત સ્વસ્થ ન વાચ ખોલી કાંઇ કથન કરી શકયાં,
વૃદ્ધા ઉઘાડી વાણી મુખથી બોલતી નિરખો અહા!
"શુચિ હિંદ દેવી! વિદાય લઉં છું હુંજ ત્હારી પાસરે,
કદી કથન દર્શન થાય નહિં એવો વિયોગજ થાય છે. ૩
મ્હેં શ્રેય થોડું મુજ અમલ માંહીં કર્યું છે શ્રીમતિ!
કલ્યાણ કરવા યત્ન કર્યોઓ શક્તિને ઘટતો નકી;
વળી કંઈક તુચ્છ કુકર્મ ખૂનો મુજ સમયમાં છે બન્યાં,
એ અસ્ત થાવા સર્વનો દૈવે અહીં ભેગાં કર્યાં. ૪

### વસંતતિલકા.

હું જાઉં છું પણ મૃદુ અહીં બાલિકા આ,
કલ્યાણ ત્હારૂં મુજથી વધુ આદરે હા !
હું પ્રાર્થું છું પ્રભુ કને તુજ શ્રેય થાવા,
ઓ દેવી ! શોકિત વિશેષ હવે તું થાના." ૫
એ બોલતાં ઉદય ભાસ્કરનો થયો છે,
સર્વે સ્થળે સુખદ તેજ પ્રકાશ દે છે;
વૃદ્ધા થઈ લય અને મૃદુ પ્રાત શોભે,
દેવી અહી કર કુમારી ગિરિ ઉતારે. ૬

### તોટક.

ગત વર્ષ જઈ નવું પ્રાપ્ત થયું,
વિનવો સહુ હિન્દનું શ્રેયં થવું;
શિશુ માત તણા પ્રભુને નમજો,
હિત માત કૃતે ઇશ વિનવજો. ૭
શુચિ આશીષ વૃષ્ટિ અતિ કરશે,
શુભ વિશ્વપતિ જનનું કરશે;
તમ માતની ઉન્નતિ પૂર્ણ થશે,
જય હિંદ વદો જયકાર થશે. ૮

તા૦ ૧૫-૮ ૦૯ બુધવાર.

---

## અર્પણ પત્રિકા.

### મન્દાક્રાન્તા.

બ્હેની વ્હાલી ! અશુચિ જગ જે તે ગમ્યું લેશ ના, ને
ચાલી વ્હેલી, પ્રભુ ગૃહ વિષે શુદ્ધ તે પારખીને;
આ દેહે તો, પ્રિય ભગિનીરે ના કદીએ મળીશું,
આ સંસારે, તુજ મુજ મુખો ના નિહાળી શકીશું. ૧
ત્યાગું જ્યારે, શરીર મળશું, નક્કી ત્યાં ઇશધામે,
કિન્તુ બ્હેની ! ધીર નવ રહે ત્યાં સુધી કોઇ કામે;

પૂરી પ્રીતિ તુજ જીવનમાં માત્ર મ્હારે કૃતે તો
રાખી, બીજો સમય સઘળો પુસ્તકો માંહીં કાઢયો. ૨
તે સર્વે હું સ્મરી દુખી મને "શું કરું" એવું થાય,
પ્હોંચે અર્પ્યું પ્રભુ ગૃહ વિષે એમ સંદેહ થાય;
આત્મા ત્હારો અમર ગણીને ઈશ કારુણ્ય જાણી,
અર્પું પ્રેમે, દીન ભગિનીનો લેખ ચાહીશ માની. ૩

---

તા૦ ૨-૧૦-૦૯ શનિવાર.

## સંધિ પ્રકાશ.

### સંધ્યા ને રાત્રીની મધ્યના સમયનું દર્શન.

#### વસન્ત તિલકા.

સન્ધ્યા ખીલી ગગનમાં રમણીય કેવી,
એ છે સુવર્ણ મય ત્યાં રહી કાન્તિ કેવી;
ને રશ્મિ એક નીકળી નમતા રવિની,
સ્હામે રહેલ ઘન મેઘ મહીં પ્રવેશી. ૧

#### શાર્દૂલ.

સ્હામેથી ઘનયૂથ આવતું દીસે કેવી ત્વરાએ અહા!
ઉત્કણ્ઠા વધી કેમ એ દળ તણી, છે કોની એને સ્પૃહા?
રે! રે! યુદ્ધ થયું કંઈ ઘન મહીં સર્વે ગયાં વિખરી,
મધ્યેથી નીકળ્યો શશી ઝળકતો ધીમી ગતિ આદરી. ૨

#### તોટક.

રવિ અસ્ત થયો ઘન એક મહીં,
કંઈ તેજ પ્રકાશી ગયું જ તહીં;
સહુ વિદ્યુત નામ પ્રકાશનું દે,
પણ નામ મ્હને નવ લેશ રૂચે. ૩

#### હરિગીત.

એ તેજ પ્રભુજી મોકલે પ્રત્યક્ષ સાબીતી રૂપે,
એ વિશ્વવિભુના તેજમાંનું અંશબિન્દુ એ જ છે;

સિન્ધુ અગાધ મહીંથી જેવું એક બિન્દુ ઊછળે,
તેવો જ તેજોમય પ્રભુના તેજનો એ અંશ છે. ૪

અનુષ્ટુપ્.

એ નિહાળી પછી કોઇ ન શકે પ્રભુ પારખી,
રહ્યો બાકી નહીં એકે ઉપાય તે કૃતે નકી. ૫

વસંતતિલકા.

ભાનુ ગયો પણ નિશા દુરથી જણાય,
આવે શશીપતિ કને મળવાની કાજ;
એ બે જણે પ્રથમથી કરી યોજનાને,
તે કોલને અનુસરી મળશે નકી બે. ૬

હરિગીત.

કોઇ શકે નહિં પારખી નિજ રૂપ એવા હેતુથી,
પત્નિ નિશા નિજ અંગ ઉપર શ્યામ સાડી ધારતી;
સૌંદર્ય રાખતી ગુપ્ત ધીમી ચાલથી તે આવતી,
કેવી જણાયે ! કેમ વર્ણું એ લીલા જગતાતની. ૭

દ્રુતવિલંબિત.

યુગલ એ મળ્યું ઇશની સ્હાયથી,
શશિ નિશા મળીઆં અતિ પ્રીતથી;
નભ વિષે અતિ સુન્દરતા થઈ,
પ્રભુ કૃતિ તણું વર્ણન ના કંઇ. ૮

તા૦ ૨-૧૦-૦૯ શનિવાર.

# યોગીરાજ.

## આરંભ—(ચિત્ર ૧ લું.)

### વસન્તતિલકા.

હું આપું છું ભગિની બાંધવ વાંચકોને,
આ મિશ્ર ભોજન વિચિત્ર વળી અતિ જે;
આદિથી અન્ત સુધી ધૈર્યથી વાંચશો જો,
તો કાંઈ ભોગ્ય નકી પ્રાપ્ત થશે જનો એ ! ૧

### હરિગીત.

ચાખ્યું કદી મૃદુ આમ્રફળ મુજ વાંચકો! આ સ્વાદથી,
પ્હેલાં મળ્યું શું? અન્તમાં શું? સ્મરણ કરજો ભાવથી;
છે ગોટી છાલો ત્યાજ્ય, વચ્ચે મધુર રસ બાકી રહ્યો,
પણ રસ વિષે સંતોષ કેવો? સર્વ ભેદ ખુલી ગયો. ૨

---

## યોગીરાજ ચિત્ર (૧) ગરુડજી.

### શાર્દૂલ.

વૃક્ષોથી પરિપૂર્ણ એક વનમાં વૈરાગી વૃત્તિ થકી,
યોગી એક રહે નિરંતર તહીં બાંધી કુટી પર્ણથી;
સન્ધ્યા એક દિને નભે ખીલી રહી તેવે સમે યોગી તે,
ચાલ્યો પંથ પરે, સ્પૃહા નિરખવા વિશ્વેશનાં કાર્યને. ૧

### તોટક.

તરૂ પંથની બાજુનું એક દીઠું,
તહીં કાંઇ વિચિત્ર વૃત્તાંત થયું;
શુક એક પડ્યો મૃત વૃક્ષ તળે,
તરૂમાં શુક-બાળ પુકાર કરે. ૨

### હરિગીત.

એ નિરખતાં સંકલ્પ ઉઠયો બાળ શુક નવ જીવશે.
નથી પોષવા એ દીનને કોઇ સમીપ માંહી અરે;
કિન્તુ થયું આશ્ચર્ય ત્યાં યોગી વિચાર ગયો ઉડી,
સ્હામે વિશાળ ગરુડ આવે તે ઉપર દૃષ્ટિ પડી. ૪

### ભુજંગી.

નકી મારશે એ બળી પંખી બાળ,
દયાથી કર્યો યોગીએ એ વિચાર;
પરન્તુ ગરૂડે જઇ વૃક્ષ પાસે,
ધીમેથી મુકયું અન્ન એ બાળ પાસે. ૪

### હરિગીત.

બે ચાંચ ખોલી રૂદન કરતાં શક્તિથી હીન બાળ એ,
પોષણ નિરખતાં સમીપ, બનોયાં શાન્ત તે તત્કાળરે;
યોગી બની જઇ નમ્ર મનમાં શરમથી ઝાંખો થયો.
શંકા કરી કેવી અરે! રક્ષક વિભુ સઘળે રહ્યો. ૫

### અનુષ્ટુપ.

ક્ષુધા આપી નહિ રાખે, ધાન્ય વિણ કદી પ્રભુ,
હવે કાંઇ કરૂં ના હું, ભાગ્યથી સર્વદા નભું. ૬

### વસંતતિલકા.

થોડો સમો વ્યતિત એમ થયો અને એ,
યોગી પ્રતિદિન થતો ક્ષીણ શક્તિથી, ને,
ઇન્દ્રિ બધી મદદ લેશ ન દેતી ત્હેને,
ને અન્ન વિણ નવ ચાલતી ક્ષીણ દેહે. ૭

### હરિગીત.

તેવી સ્થિતિમાં યોગી શ્રમથી એક રાત્રીએ સુતો,
ને સ્વપ્નું દિવ્ય નિહાળતાં તે મર્મ સર્વે પામીયો;

કો દિવ્ય પાર્ષદ દેખીઆ સ્હામે ઉભેલા યોગીએ,
એ નેનમાં જરી ક્રોધ આણી મધુર સ્વરથી શીખ દે. ૮

ઝુલણા.

"જાગ એ મૂઢ, સૂતો અહીં કેમ તું? આળસુ વૃત્તિને ત્યાગી હેને,
"ભેદ પરખ્યા વિના, સ્હેજ જોયા થકી, કાર્ય આ કેવું તું આચરે છે?
"જોયું શું બોલ તું, કેમ સમજે નહીં, ગરૂડ શુકબાળનો મર્મ શો તે?
"બાળને સ્થાનરે! યોગી તું યોગ્ય ના, ગરૂડનું સ્થાન છે ઉચિત ત્હારે. ૯

તોટક.

"ગરૂડે કર્યું કાર્ય ઘટે કરવું,
"નવ આળસ વૃત્તિથી પૂર થવું;
"પ્રભુએ તુજને દીધી શક્તિ પુરી,
"પછી યાચક બુદ્ધિ ઘટે ન જરી. ૧૦

હરિગીત.

"કર્ત્તવ્ય ત્હારૂં પોષવામાં દાન લેવામાં નહિ,
"ઉદ્યોગી થા પછી અન્ન ખા, દે શેષ તે દાને દઈ;"
શ્રવણે પડ્યો જ્યાં મંત્ર તે ઉઠયો ત્વરાથી યોગી એ,
ને તે દિવસથી પૂર્ણ કર્ત્તવ્યે પરાયણ તે રહે. ૧૧

આસો માસો.

વાંચક પ્રિય! સહુ ગરૂડને રૂપે બનો,
ત્યાગી ખોટી વૃત્તિ કાર્યો આદરો;
યોગીએ પણ તજ્યું અરણ્ય અને ફરી,
મુખ્ય નગરમાં રહ્યો યતિ વાસો કરી. ૧૨

તા૦ ૨૫-૯-૦૯

---

## ચિત્ર (૨) ફળ વેચનાર.

### હરિગીત.

મધ્યાન્હકાળે સૂર્ય નભમાં મધ્યમાં દીપી રહ્યો,
નિજ બળ બતાવી તેજ અતિ ચારે દિશે આપી રહ્યો;
વળી તમ કિરણો નાંખીને પૃથ્વી પરે વ્યાપી રહ્યો,
પૂરો પ્રકાશી અખિલ જગનું તમ બધું કાપી રહ્યો. ૧

### શિખરિણી.

રવિસત્તા વ્યાપી, નગરમહિં રહે યોગી જહિં તે,
સ્વ-ઉદ્યોગો માંહી, જન સહુ મચેલાં સમય તે;
મહા ધોરી પંથે, પુરુષ નજરે એક પડતો,
કરડી છે શીર્ષે, "ફળ મધુર લ્યો" એમ વદતો. ૨

### અનુષ્ટુપ્.

દૂર ચાલ્યો જરા તે ત્યાં, યોગી સ્હામેથી આવીયો,
દૃષ્ટિ બન્ને થઈ એક, યતિને ચમકાવીયો. ૩

### મન્દાક્રાન્તા.

"જોઉં શું આ ! ભુલ કંઇ હશે ?" યોગીએ વાચ ખોલી,
"સ્વપ્નું ભાસે, નહિ ! ખરું જ છે" બોલીઓ ચક્ષુ ચોળી;
"રે ! રે ! બન્ધુ ! જરી અટકી જા શી દશા ત્હારી આ તે !
વર્ષો વીત્યાં તુજ મુખ દીઠે કાળ શું શું કરે છે ? ૪

### હરિગીત.

હું પ્રથમ નીકળ્યો નગરથી, તું મુખ્ય મંત્રી રાયનો,
ને તે સમે તું રાજ્યકર્ત્તા અમલ તુજ બહુ ચાલતો;
જળ પણ ન પીતો ભૂપતિ તુજને પુછ્યા વિણ તે સમે,
દશ વર્ષ પ્હેલાં એ જ તું, ફળ વેચનારો આજ છે. ૫

### શાર્દૂલ.

કેવો ક્રોધ કરે પ્રભુ ઉપર તું ભાઇ ! મ્હને તે કહે,
કેવો દોષ તું ઈશને દુઃખથી દે તે સત્ય તું બોલજે;
પ્હેલાં ભોગવીને અતિ સુખ પછી આ દુઃખ સ્હેવાય ના,
સ્વર્ગેથી પડવું અચાનક અહા ! નર્કે સહેવાયના." ૬

### તોટક.

યતિ પ્રશ્ન સુણી કરી દૃષ્ટિ ઉંચી,
દીન મુખથી વાણી પડી નીસરી;
કંઇ શોકનું હાસ્ય દીપ્યું નયને,
ઉપહાસ્ય જરા નીકળ્યું વચને. ૭

### હરિગીત.

"અજ્ઞાની ભાઇ ! ન લેશ સમજે તોય આવો વેશ શો ?
ત્યાગી થયો શા કાજ ! બન્ધુ ! ડોળ આવો શો ધર્યો ?
નવ લેશ પરખે તું પ્રભુને યોગી શા કાજે બન્યો ?
બુદ્ધિ મુકી ત્હેં ત્હારી કયાં ? નવ ભક્તિ મર્મ હજી લહ્યો. ૮

### વસંતતિલકા.

હું માનું છું પ્રભુ તણો ઉપકાર ભારે,
ત્હારા સમો નવ રહ્યો હજી અન્ધકારે;
જ્ઞાને કરી નજર મ્હારી ઉઘાડી નાંખી,
વીતેલ કાજ રડવા નવ શેષ રાખી. ૯

### હરિગીત.

ઉત્તર દઊં હે યોગી ! તુજને કેમ દુઃખ હું સહી શકું ?
ધનવાન મોટો નગરમાં તે કેમ ફળ વેચી નભું ?
હે ભ્રાત ! મ્હારી મૂર્ખતા નવ વૃદ્ધિ પામી એટલી ?
કે હું પ્રભુને દોષ દઊં નિર્મિત છે તે ભોગવી ? ૧૦

ના યોગ્ય હું કંગાળ ત્હેને તો અતિ સુખ આપીયું
એ અનુગ્રહો સ્મરતાં મ્હને નવ દુઃખ નજરમાં આવતું;
સુખ ઉપર દૃષ્ટિ મ્હારી છે દશ વર્ષ એ સ્મરી રાચું હું,
નવ દોષ દઉં સંતોષ ધારું ઈશ પર હે યોગી હું. ૧૧

અનુષ્ટુપ.

"નથી જ્ઞાન ત્હને પૂરું, શીખ શાળા મહીં જઇ,"
વેચનારો વદી એવું ખરી શિક્ષા ગયો દઈ. ૧૨

આસો માસો.

યોગીએ જગરૂપી શાળા માંહીં જો,
શિક્ષણ લેવા પ્રવેશ પૂર્ણ મને કર્યો;
અનુભવથી વધુ જ્ઞાન પ્રાપ્તિ થતી જશે,
વાંચક! ચાલો એ પંથે સહુ આપણે. ૧૩

તા૦ ૨૮–૯–૦૯

---

## ચિત્ર (૩) કુટુમ્બ.

હરિગીત.

કો સમીપ ર્‌હેતું સ્વજન વ્યાધિથી અતિ ઘેરાયલું,
જાણ્યા ખબર એ યોગીએ મનમાં અતિશય દુખ થયું;
એકાન્તમાં જઇ સ્વસ્થ ચિત્તે પ્રાર્થના પ્રભુની કરી,
ને હૃદયભાર ઉતારી આવ્યો આશ્રમે શાન્તિ ધરી. ૧

દીંડી.

દ્વારમાંહી મળ્યો યોગી શિષ્ય સ્હામો,
ગુરુની શાન્તિ જોઇ વિસ્મય એ પામ્યો;
અતિ વિનય થકી પ્રશ્ન કર્યો શિષ્યે,
"સ્વજન મૃત્યુ! મુખે શાન્તિ શી ધરીછે." ૨

## દ્રુત વિલંબિત.

"શુભ થશે કરી પ્રાર્થન મ્હેં વીરા,
ઇશ દયા પુર છે" ગુરુજી વદ્યા;
નવ રુચ્યો કંઇ ઉત્તર શિષ્યને,
ફરી પુછ્યું અતિ નમ્ર મૃદુ સ્વરે. ૩

## વસંતતિલકા.

"જો કાળને અચળ હે ગુરુ! આપ માનો,
નિર્મિત વ્યર્થ નહિં થાય કદી, પ્રમાણો;
વિશ્વેશના નિયમ ના ફરશે લહો જો,
આ પ્રાર્થના કરવી એ નહિં યોગ્ય છે તો." ૪

## હરિગીત.

"છે જ્ઞાન ત્હારું અપૂર્ણ ભાઇ! શ્રવણ કર મ્હારી કથા,
તેથી યથાવત્ સમી જશે સંદેહ જે ત્હારા બધા;
કો નગરમાં શ્રીમન્ત એક વસે કુટુંબની સાથ, ને,
બે પુત્ર, ભાર્યા એક, સાધન સુખ સર્વ અપાર છે. ૫

ઉદ્યાનમાં ભાર્યા ફરે સન્ધ્યા સમે ત્યાં શિષ્ય હે!
વિષપૂર્ણ સર્પે ડંશ દીધો રુદન જન ભેગાં કરે;
એ નગરના વિદ્વાન શાણા વૈદ્યને તેડાવીયો,
'રે ભાઇ! કાપો પાદ એનો' એ ઉપાય બતાવીયો." ૬

## અનુષ્ટુપ્.

"ઔષધી ના કશી બીજી રક્ષવા સર્પ વિષથી,
પાદ કાપી બચાવો તો જીવશે પત્ની આપની." ૭

## વસન્તતિલકા.

" તું પૂર્ણ છે, સમજુ છે, પ્રિય વૈદ્ય ધીરા!
ઉપાય યોગ્ય સમજે, કર તે તું વીરા!

શ્રદ્ધા ધરૂં વળી હું અર્પું ત્હને સ્વઇચ્છા,"
શ્રીમન્ત તે પુરૂષ નમ્ર વિનંતિ બોલ્યા. ૮

દોહરી.

"કાંઇ યત્ન અન્ય કરી બચાવ માતા,
ઉગ્ર તો અતિ ઉપાય જણાયે આ;
વિનવું વૈદ્ય પ્રાર્થું, અન્ય કાંઇ શોધો,"
પ્રથમ પુત્ર દુઃખી વિનીત સ્વરે બોલ્યો. ૯

તોટક.

અતિ ગર્વથી પુત્ર બીજો કહે છે,
કરી ઔષધ વૈદ્ય તણું રદ ને;
કરી શોધ કરીશ ઉપાયજ હું,
નવ ર્‌હાય-ઉપાય બીજાં હું ચહું. ૧૦

હરિગીત.

"હે શિષ્ય પ્રિય! એ વૈદ્ય તે વિશ્વેશ રૂપી જાણ તું,
દેવાંશી એ પતિ સુજ્ઞ સેવક તે સ્વરૂપીજ પ્રમાણ તું;
જગદીશની વૃત્તિ પરખવી ત્યાગવી સ્વેચ્છા બધી,
એ કાર્ય એ તો કરી શકે નવ માનુષી શક્તિ કશી." ૧૧

દ્રુત વિલંબિત.

પ્રથમ પુત્ર સમાં જન આપણે,
પરખીએ પ્રભુને પણ યાચીએ;
ધીરજ ના શુચી સેવકના સમી,
વળી ન નાસ્તિક વૃત્તિ હૃદે ગમી. ૧૨

હરિગીત.

ઉપચારમાં-ઉપાયમાં-જે સ્થિર છે તે સુત બીજો,
નવ પૂર્ણ સમજે, હૃદયમાં ના વૈદ્ય વિદ્યા જાણતો;

છે મનુષ્ય તદપિ દીવ્ય થાવા જાય તો રહે મધ્યમાં,
નહિ પૃથ્વીપર નાહુ ઉંચ પ્હોંચે લટકી રહે આકાશમાં. १३

આસો માસો०

વાંચક વ્હાલા! મનુષ્ય આપણુ સર્વ તે,
વિના વિનવે સોંપી ન શકીએ ઈશને;
થાવાનું જે નિર્મિત તે તો થાય જો,
મનની શાન્તિ કાજે પ્રાર્થો વિનવો. १४

તા० २९-९-०९.

---

ચિત્ર (४); અશ્વરક્ષક.

નારાચ.

ગુરુજી-યોગી-એક રાત્રીને સમે સ્વઆશ્રમે,
મૃદુ સ્વરેથી બોધ દે સ્વશિષ્ય સર્વને ક્રમે;
અચાનકે સ્મૃતિ મહિં સ્ફુર્યું ગુરુજીને અને,
કર્યો જ પ્રશ્ન એક શિષ્યના પ્રતિ નિહાળીને. १

તોટક.

"પ્રિય શિષ્ય! ખુનીનું થયું શું કહે?
ફળ ખુન તણું દુઃખી કેમ લહે?
ધનકાજ લુંટી ધનવાન અને,
રુધિરે ખરડ્યા કર પાપી મને." २

શાર્દૂલ.

શિષ્યે નમ્ર સ્વરે કહ્યું શુચિ ગુરુ! છે પાપી એ કેદમાં,
કાલે શીર્ષ જુદું થશે કરવતે, થાશે અતિ વેદના;
દુઃખી એ અપરાધી દોષ સઘળો પોતે કબૂલે અને,
'શિક્ષા છે ઘટતી કહે જન મુખે' ના કાંઈ ત્હેનું મ્હને- ३

હરિગીત.

કિન્તુ લુંટારા બે હતા ઉશ્કેરનારો નાશીઓ,
લલચાવીયો ધન કાજ પણ હણતાં ન મદદે લાગીયોઃ

ધનવાન મૃત્યુ પામતાં તે ધન લઈ નાશી ગયો,
ને હાલ જે શિક્ષા સહે તે ન્યાયને કબજે રહ્યો- ૪

દીંડી.

ખુની ચિત્ત જરા દુઃખ એ રહે છે,
મૂળ પાપી ન્યાયથી બચી ફરે છે;
યદિ લોભી વૃત્તિ ના જગાડી હોત,
નહિં દુષ્ટ કાર્ય આ નિપજ્યું હોત- ૫

અનુષ્ટુપ્.

જને એને દિલાસો દે નહીં બીજો નકી બચે,
ન્યાય મોટો પ્રભુ હાથે થવો બાકી રહેલ છે. ૬

ઉપેન્દ્રવજ્રા.

"છે મૂર્ખ શબ્દો" ગુરુ વાચ બોલે,
"છો મૂર્ખ સર્વે" કરી કોપ બોલે;
આશ્ચર્ય પામ્યો અતિ શિષ્ય તેથી,
ભાવાર્થ કાજે કરી સ્હામી દૃષ્ટિ. ૭

હરિગીત.

"પ્રભુ ધામમાં શિક્ષા થશે એ વાણી વદવી ના ઘટે,
એવા ક્ષમાશીલ પૂર્ણને ત્યાં સર્વને જ ક્ષમા ઘટે;"
"શિક્ષા મનુષ્યે જે કરી તે યોગ્ય છે ગુરુજી! કહો,
ને તે ઘટે ના ઈશને" કહે શિષ્ય, ભેદ ન મ્હેં લહ્યો. ૮

રે પુત્ર! માનવી સર્વ વર્ત્તે માનવીને યોગ્ય જે,
ને ઇશ વર્ત્તે સર્વદા વિશ્વેશને જે યોગ્ય તે;
દૃષ્ટાંત આપું હું ત્હને તું પૂર્ણ તેથી સમજશે,
પ્રભુની ક્ષમા ને જન સ્વભાવે તે થકી તું પરખશે. ૯

### દીંડી.

એક ક્ષેત્રમાં વસે કુટુમ્બ સાથે,
અશ્વ રક્ષક કો, તુષ્ટ સર્વ વાતે;
અશ્વ મેષ ગાય સર્વ પ્રીતે પાળે,
રમે પશુ સંગ રક્ષકનાં બાળે. ૧૦

### શાર્દૂલ.

મધ્યાન્હે ગયું બાળ એક રમવા જ્યાં અશ્વ બાંધેલ છે,
ચીડવતાં પશુએ જરી તપી જઇ ઉંચો કર્યો પાદને,
માર્યો બાળ તણા મૃદુ શિર પરે, એ ચીસ પાડી પડ્યું,
પૃથ્વીની પર દેહ તે અડકતાં સ્વપ્રાણ ત્યાગી ગયું. ૧૧

### વસંતતિલકા.

આવ્યો સુણી રુદન રક્ષક દોડતો ત્યાં,
પ્હોંચે સમિપ શબ બાળકનું જુએ હા!
દૃષ્ટિ કરી હય ભણી કરુણા ભરી ને,
માપી દીધી નજરથી નવ જ્ઞાન ત્હેને. ૧૨

### અનુષ્ટુપ્.

દિવ્ય શક્તિ થકી દીઠી, રક્ષકે અશ્વવૃત્તિને,
દુઃખી તે પ્રાણીનું હૈયું દાઝતું નજરે પડે. ૧૩

### હરિગીત.

એ અશ્વથી ઉચ્ચાભિલાષી આપણે માનવ સહુ,
માનવ થકી કોટી ગણો છે ઉચ્ચ તે પાલક પ્રભુ;
યદિ ગાય વત્સ મરાયું હોતે ગાય શું વર્તત કહે!
એ અશ્વને શૃંગોથી મારી વૈર નક્કી લેત તે. ૧૪

### દીંડી.

ક્ષમા તણું બિન્દુ હયરક્ષક માંહે,
ક્ષમા ઉદધિ સમિપ તુચ્છ એ જણાયે;

કહે શિષ્ય પ્રભુધામ માંહી શું છે?
ન્યાય કે દયા વધુ શું ત્યાં રહ્યું છે? ૧૫

હરિગીત.

અજ્ઞાત કૃતિને ના સજા એ પાપ જ્ઞાનથી નવ કરે,
જ્ઞાની થતાં મનની સજા મનમાંહીં દુખ અગ્નિ ઝરે;
ત્હેના હૃદયમાં નિત્ય પશ્ચાત્તાપ દાવાનળ બળે,
પણ તે સજા છે આ જગે, નવ દિવ્ય ધામે તે મળે. ૧૬

આસો માસો૦

ક્ષમાશીલ ને કરુણાસાગર નાથ જો,
શરણે જાઓ ત્હેને વાંચક સાથ જો;
ક્ષમા કરાવો દુષ્કર્મો સર્વે અને,
શીખો ક્ષમા દેતાં સહુને સાચે મને. ૧૭

---

તા૦ ૩-૧૦-૦૯

## ચિત્ર (૫) બે અશ્વ.

હરિગીત.

યોગી પ્રભાતે સ્નાન સેવન કર્મથી પરવારીને,
મીઠા સુરંગિત આમ્રફળને, હસ્તમાંહીં ધારીને;
આરોગતો આસ્વાદથી ત્યાં શિષ્ય એક પ્રવેશીઓ,
સંજ્ઞા કરી ગુરુએ અને નિજ શિષ્યને બેસાડીઓ. ૧

દીંડી.

થતાં ગુરુ સ્વસ્થ વિનીત શિષ્ય બોલ્યો,
પ્રશ્ન નમ્ર કર્યો "સ્વામી! ભેદ ખોલો;"
આપ ખાઓ કેમ સ્વાદથી ફળોને!
નહિં એવું ખાનપાન તો ઘટે છે. ૨

હરિગીત.

સાધુ અને સહુ મહાજનો, કહે છે ન ભોગવવું અને,
જગ ત્યાગી રહેવું એકલા ખાવું ન પીવું ચાહીને;

વ્રત દેહ દમન તપો અને એવાં કરીને કાર્યને,
ઉપવાસ આચરવા સદા વિજયી થવું ઇન્દ્રિ પરે. ૩

અનુષ્ટુપ્.

કહે આત્મા તણું થાયે, ઉપવાસ જ ભોજન,
ત્યાગી ભોગો, બનો ત્યાગી, કરો ના ભોગનું મન. ૪

દ્રુતવિલંબિત.

પરમ પૂજ્ય! વિરુદ્ધ તમે કરો,
ફળ થકી ભુખ તૃસ પુરી કરો;
ગુરૂ પ્રયોજન ત્હેનું મ્હને કહો,
ગરીબ દાસ પરે કરૂણા કરો. ૫

વસન્ત તિલકા.

મીઠું શુચિ સ્મીત કરી ધીમું તે ગુરુએ,
આપ્યો જવાબ પ્રિય શિષ્ય ભણી ફરીને;
"વિશ્વેશથી મળ્યું વીરા! નવ ભોગવું કાં?
ત માટ તો અનુગ્રહો પ્રભુના લહું હા! ૬

હરિગીત.

"હય હસ્તિનાપુરમાં હતા બે એક ધનીના ઘર વિષે,
સરખા ઉંચા બળવાન ઉત્તમ શોભિતા તે બે દિસે;
દૂર દેશમાં કો રાયને દેખાડવા તે લઇ જવા,
એ વેચી બહુ ધન પ્રાપ્ત કરવાની કરી ધનીએ સ્પૃહા. ૭

અનુષ્ટુપ્.

ધાન્ય લીધું ધનીએ તે માર્ગ ખોરાકીને કૃતે,
વૃક્ષ નીચે જતાં સ્તંભ્યા જરા વિશ્રાન્તિ કાજ તે; ૮
અશ્વ બન્ને બધું જાણે દૂર દેશ જવા વિષે,
સ્વામિએ ધાન્ય આપ્યું છે ખાવા તે બેઉ અશ્વને. ૯

### હરિગીત.

એ ધાન્ય નિરખી એક અશ્વે ધારીયું મન માંહી રે,
હું બહુ નહિ આરોગું એ, રાખીશ લેશ જ ખાઇને;
મુજ સ્વામિને નહિ ખર્ચવા દઉં હું કંઇ મ્હારા કૃતે,
જે આપશે તે રાખી બાકી લાભ દાતા થઉં ખરે. ૧૦

### અનુષ્ટુપ.

વિચારીને ચિત્તે એવું, એક અશ્વે ન ભોગવ્યું,
અન્ય અશ્વે જુદી રીતે, વિરુદ્ધ તેથી આચર્યું. ૧૧

### હરિગીત.

બીજે વિચાર્યું "સ્વામીએ આપેલું સર્વે ભોગવું,
શા કાજ ત્યાગું, પ્રેમથી એણે મ્હને જે આપીયું?
કરૂઁ ભોગવી સેવા હું સ્વામીની પુરા બળથી અને,
જે સ્થાનમાં એ લઈ જવા ઈચ્છે પહોંચું તાંહિરે. ૧૨

### તોટક.

યદિ ભોગવું ના ઉપવાસ કરૂં,
થઇ શક્તિથી હીન ન સ્થિર ઠરૂં;
વચમાં અરધે અટકી હું પડું,
મુજ સ્વામિનું ઇચ્છિત કેમ કરૂં. ૧૩

### એકત્રીસા સવૈયા.

પ્હેલાએ નવ આરોગ્યું કંઈ લેશ લઈ મુક્યું શેષ બધું,
બીજાએ શક્તિપુર પુરતું ક્ષુધા તૃપ્ત કરવા ખાધું;
પ્રથમ પડ્યો અરધે પંથે ને સ્વામીને નુકશાન કર્યું,
અન્ય પહોંચીઓ ઇચ્છિત સ્થાને ધનીનું મનનું માન્યું થયું. ૧૪

### હરિગીત.

ઓ શિષ્ય વ્હાલા! એ રીતે સમજી પુરી આ કથનીને,
શીખ કોણ કર્ત્તવ્યો કરે પૂરી રીતે સાચે મને;

જે જે મળ્યું વિશ્વેશથી તે ભોગવી કર્મો કરો;
નહિ તો પ્રથમ હય તુલ્ય અરધા માર્ગમાં અટકી જશો. ૧૫
સ્વામી થયોના તુષ્ટ લેશે અશ્વના વર્તન થકી,
ને પૂર્ણ તુષ્ટ બન્યો બીજા તે અશ્વના કાર્યે કરી;
એણે ન વ્રત કે લાભ દેવા આશ કંઈ મનમાં કરી,
પણ માત્ર સ્વામીસેવની ઈચ્છા પુરી હૃદયે ધરી. ૧૬

અનુષ્ટુપ્.

શિષ્ય મ્હારા કહ્યું સર્વે, લહ્યું ચિત્તે તું ધારજે,
વિશ્વના સ્વામીની સેવા ઉચ્ચ તે વૃત્તિ ધારજે. ૧૭

આસો માસો.

વ્હાલા વાચક! આપ્યું પ્રભુએ ભોગવી,
કર્ત્તવ્યો કરવાં જે સોંપે સ્વામીશ્રી;
ઉચ્ચ અભિલાષા મનમાં ધારી અને,
જે માર્ગે પ્રભુ દોરે ત્યાં દોરાઓ રે. ૧૮

તા. ૧૦-૧૦-૦૯

---

**ચિત્ર (૬); ઉપદેશ.**

લલિત.

"ગુરૂજી! આવું શું રે વદો ત્હમે,
અવગણો અરે જ્ઞાન શી રીતે;
જગતમાં સહુ જ્ઞાન જ્ઞાનીની,
સ્તુતિ કરે સદા આપ વાણી શી?" ૧

અનુષ્ટુપ્.

સદાનો નમ્ર તે શિષ્ય જરા ક્રોધ કરી વદ્યો,
જ્ઞાન ધિક્કારતા સ્વામી, દાસ તે ન સહી શકયો. ૨

શિખરિણી.

ધરી શાન્તિ પૂરી, પ્રીતિ પૂરિત સાદે ગુરૂ કહે,
"યુવાવસ્થા ત્હારી, સુત! નહિ તું એ ભેદજ લહે;

"હતો હું જે કાળે, યુવક અતિ ઉન્માદ વચનો,
"તદા કહેતો નિત્યે, નવ કશું જગે જ્ઞાન સમજે. ૩

હરિગીત.

"કિન્તુ અનુભવથી શીખ્યો હું જ્ઞાન પૂરી પ્રાપ્તિ—ના,
"એ માત્ર સાચી પ્રાપ્તિ મેળવવા તણું સાધન અહા!
"આજે લીધેલું જ્ઞાન કાલે તુચ્છ નજરે લાગશે,
"વધતાં વધીશું તદપિના કદી અંત ત્હેનો આવશે; ૪

શાર્દૂલ.

ભાઈ! એક ગ્રહી બીજું મુકવું ને એ માર્ગથી ચાલતાં,
ધીરી ચાલથી એક એક પગથી પાદો નીચે આવતાં;
'આ પ્રાપ્તિ નહિ' 'આ નહિં' પરખશો ધિક્કારશો જ્ઞાનને,
પ્રાપ્તિ ભક્તિ પ્રીતિ રૂપી નિરખશો, જોઇ અશક્તિ અને. ૫

તોટક.

નવ જ્ઞાન થકી જય કોદી થવો,
વધતાં હૃદયે ભય પૂર્ણ થવો;
પણ ભક્તિ ખરી વિજયી બનશે,
હિત સત્ય સદા જણવી શકશે. ૬

હરિગીત.

જ્યમ જ્ઞાન વધુ વધુ આવશે ત્યમ ગર્વ વ્યર્થ બહુ થશે,
સહુ તુચ્છ ગણતાં સર્વને અજ્ઞાની કહેવા મન થશે;
મિથ્યા અભિમાને કરી વિશ્વેશને સ્મરશો નહિ,
ને કોદી સાચા સ્વામીના અસ્તિત્વને ભુલશો નકી. ૭

વસંતતિલકા.

ભક્તિ થકી ફળ જુદું નકી આવશે હા!
શાન્તિ ક્ષમા પ્રીતિ દયા ઉર ભાવશે હા!

"હું કોણ? રંક" દીનતા મનમાં થશે ને,
વિશ્વેશ કાજ શુચિ પ્રેમ હૃદે ભરાશે. ૮

તોટક.

વળી સ્નેહ ઘણો મનમાં વધશે,
સમ દૃષ્ટિ સહુ પ્રતિ પૂર્ણ થશે;
જગનાથ તણાં જન બાળ સહુ,
પરખી પ્રીતિ ઉદ્‌ભવશે જ બહુ. ૯

હરિગીત.

જો શિષ્ય વ્હાલા! વિશ્વપતિ શી રીતથી વર્તે કહે,
એ પ્રીતિ વૃષ્ટિ કેવી જગ ઉપર સદા વર્ષાવી રહે,
છે એક માત્ર ઉપાય સાચો ભક્તિ પ્રીતિ રૂપ જે,
તે માંહિ સર્વે અન્ય ફળ ઉપાય ગુપ્ત રૂપે રહે. ૧૦

નારાચ.

ઉચિત પ્રેમ અર્પવા ગણાય તે સહુ પ્રતિ,
પ્રીતિ તું શિષ્ય અર્પજે ખરા મને કરી અતિ;
પ્રીતિ થકી લહીશ તું અનુગ્રહો સહુ તણા,
શીખીશ પ્રીતિ ભક્તિથી નવિન પાઠ તું ઘણા. ૧૧

અનુષ્ટુપ્.

બોધ પૂરો સુણી સર્વે, નમ્ર શિષ્ય ગુરુ પદે,
હસ્ત જોડી નમ્યો પ્રેમે ઉપદેશ સ્મરે ચિત્તે. ૧૨

આસો માસો૦

વાંચક પ્રિય! આ ભક્તિ રૂપી ઉપાયથી,
શીખવું સર્વે ઘટતું ત્હેની સ્હાયથી;
પ્રાપક જ્ઞાન નીસરણી ત્હેને ટેકીને,
પ્રાપ્ય ભક્તિ તે પહોંચે ધીરજ રાખીને. ૧૩

### વસન્તતિલકા.

મ્હેં અલ્પ મ્હારી મતિયોગ્ય કીધું બધું તે,
સ્નેહાળ બાંધવ ભગિની લહો સુ રીતે;
જે જે થયું શ્રવણ તે મનમાં ધરીને,
આસ્વાદ પૂર્ણ લઈ લ્યો સ્વબળે કરીને. ૧૪

### હરિગીત.

ઉદ્યાન રક્ષકને નહિં કુસુમો તણી કશી સમજને,
પુષ્પો મહીં ખુબી તે મુકેના, લેશના લહે મૂર્ખ તે;
પ્રભુએ કરાવ્યું કાર્યતે આ મંદ બુદ્ધિથી કર્યું,
ખરી ખુબી સમજે જાણનારા ત્હેમની સન્મુખ ધર્યું. ૧૫

---

તા૦ ૧૭-૧૦-૦૯

## અશક્તિ.

### વસંતતિલકા.

નિર્દોષ મેષ રમતાં નદીને કિનારે,
નિર્દોષ વત્સ ભમતાં તટ પન્થમાંરે,
નિર્દોષ ગાય ચરતી મૃદુ લીલું ઘાસ,
એ સર્વને કંઈ વિપત્તિ તણો ન ભાસ. ૧

### શાર્દૂલ.

સંતોષે સુખમાં ફરે, શુચિ સહુ, ત્યાં પાપી કો આવીઓ
અજ્ઞાની પશુ સર્વને પકડીને તે ગામમાં લાવીઓ;
દૃષ્ટિએ પડીયા મ્હને નગરના એકાન્ત કો સ્થાનમાં,
મધ્યાન્હે વધ સર્વનો નકી થશે નિર્દોષને ભાન ના. ૨

### હરિણી.

દુખ હૃદયમાં, તે દેખીને, બહુ પ્રકટયું અને,
અરર જગમાં, શું આને કો ? ન પાલક કોઈરે;

"મરણ સહુનું શા કાજે રે, થશે સમજું નહિ,
"સુજન સઘળાં, શું સ્હેવાયે! મરે પશુઓ અહિ ૩

હરિગીત.

"ધન પ્રાપ્તિ કાજે સર્વ હણશે વિણ દયાએ ક્રૂર જનો,
"નિજ ભોગ કાજે સર્વ લેશે ભોગી નિર્દય ક્રૂર જનો,
"રક્ષો! અરે રક્ષો! અહા રક્ષું હું શા ઊપાયથી."
સૂજ્યું ન લેશે ખિન્નતા અતિ રાજ્ય હૃદયે કરી રહી. ૪

વસન્તતિલકા.

ત્યાં દૂરથી નજર કોઇ પડયું મ્હને રે,
કો સ્વામી જાય તહિંથી ભણતા મુખે તે;
કાશાય વસ્ત્ર ધરીયું હતું ચારૂ દેહે,
ને શ્વેત પુંડ્ર દીપતું કંઇ તે લલાટે. ૫

અનુષ્ટુપ્.

ખિન્ન દેખી મ્હને સ્વામી આવીયા પાસ મ્હારીને,
હસ્ત મૂકી શીરે બોલ્યા "પુત્રી શા કાજ આવી છે!" ૬

મન્દાક્રાન્તા.

દુઃખી ઊરે દુખી સ્વર થકી, રેડયું સર્વે વૃત્તાન્ત;
ઝીલ્યું સર્વે, શુચિ હૃદયથી સ્વામીએ તે વૃત્તાન્ત;
"બાળા વ્હાલી! કયમ દુખી બને? છેજ ત્હારી અશક્તિ,
"કોઇ કાળે નહિ પુરી પડે કાર્યમાં ત્હારી શક્તિ. ૭
"બુદ્ધિ શક્તિ કયમ વ્યય કરે વ્યર્થ વિચારમાં તું,
"બાકી બીજું વળી હજી રહ્યું તે તપાસે ન કાં તું.
"પુત્રી મ્હારી! કયમ ભુલી અરે! વિસ્મૃતિ કેમ થૈ છે,
સર્વે શીરે જગત વિભુ છે રક્ષતો તે ભુલે કે? ૮

હરિગીત.

"આ સર્વને આ જગતમાં રક્ષક નથી તે સત્ય છે,
"કિન્તુ સહુનો પાળનારો વિશ્વવિભુ વ્યાપેલ છે;

"એ રક્ષશે નહિ મનુષ રીતથી દૈવી રક્ષા ત્હેની છે,
"એ ગુપ્ત શ્રેયજ નિત્ય કરશે જન સહુ અજ્ઞાની છે. ૯

"શું મનુષ્ય કે પશુ સર્વ કોને મૃત્યુ તો નિર્મિત છે,
"પણ સ્હાયદાતા સ્હાય દેશે યુક્તિ ત્હેની ગુપ્ત છે;
"રે બાલિકા! ત્હારી દયા છે સત્ય, કિન્તુ જે સ્થળે,
"મતિ શક્તિ ના ચાલે જવું એ પંથમાં તું છોડી દે. ૧૦

### વસંતતિલકા.

"નિષ્ઠા ધરી પ્રભુ માંહ્ય, સઘળી વ્યથા તું,
"ત્હેને જ હાથ મુકી દે ખરી શીખ દઉં છું;
"સર્વજ્ઞ એ સહુથી પ્રેમી દયાળુ છે ને,
"સર્વે તણું હિત સદા કરશે નકી તે. ૧૧

તા. ૨૪-૧૦-૦૯.

---

## વીરાની વર્ષગાંઠની ભેટ.

### શાર્દૂલ.

ઉષા સુન્દર શોભતી ગગનમાં પૂરી પ્રકાશી હતી,
રાત્રી પ્રાતઃકાળ મધ્ય સમયે અદ્‌ભુત દીપી હતી;
સિન્ધુ માંહિથી સૂર્ય ઊદ્‌ભવ તણાં ચિન્હો જણાતાં હતાં,
તારા સર્વ અને શશી ક્રમ થકી નિસ્તેજ થાતાં જતાં. ૧

### હરિગીત.

એવે સમે એક ભુવન માંહી અગાસી પાસે ખંડમાં,
શોભિત શય્યા માંહિં સુતો યુવક-બાલક-શાન્તિમાં;
બે નેત્ર ઉપરે વિમળતા નિર્દોષતા ઓપી રહી,
એ બાળ પાસે યુવતી બેઠી એક હસ્ત શીરે ધરી. ૨

### અનુષ્ટુપ્.

"જાગ વીરા!" વદી સ્તંભી બાલિકા સુણતાં કંઈ,
દૃષ્ટિ ખેંચાઇ સ્હામેથી અવાસે નિરખ્યું કંઈ. ૩

## હરિગીત.

ગાન્ધર્વ ત્રણ ઊભા દીઠા દૈવી શરીરો ધારતા,
વીણા ગ્રહી છે એક હસ્તે પાત્ર કુંકુમ અન્યમાં;
ધીમું વદી કંઈ ગુપ્ત મ્હેલાં સમજી ભેદ પરસ્પરે,
ઊભેલ મ્હેલાએ લીધી વીણા વગાડી ગાય તે. ૪

## ઉપજાતિ.

"પ્રસાદને પાત્ર કુમાર આ છે,
"હું મ્હારું સર્વે દઉં, અર્પી આને;
"ત્હેણે કરી છે પુરી સેવ મ્હારી,
"ત્હેણે ધરી છે અભિલાષ મ્હારી." ૫

## ભુજંગી.

"વગાડ્યું સુણીને બીજાએ મધુરું,
"શિશુ આ–કૃપા યોગ્ય છે મ્હારી પૂરું;
"ખરી ઉર્મિ મ્હારા પ્રતિ ત્હેની વ્હેછે,"
"વધુ શારદા! તુંથી મૂને ચહે છે. ૬

## દ્રુતવિલંબિત.

"કહ્યું ત્રીજે બનો કિંચિત્ ખિન્નને,
"નથી કૃપા મુજ યોગ્ય પુરોજ તે;
"નવ લહે મુજને સુત લેશ તે,
"તદપિ તેહ કૃતે ઉર પ્રેમ છે. ૭

## વસંતતિલકા.

" આવેલ છું સમજી હું શિશુના ગુણોને,
" એ શ્રેષ્ઠ ન્યાયી દૃઢ ઉત્તમ વીર થાશે;
" તેથી પ્રસાદ મુજ હું દઉં ઉર્મિ આવે,
" એ કાર્યમાં મદદ દ્યો મુજ લાગ ફાવે." ૮

અનુષ્ટુપ.

બાલિકાએ લહ્યો મર્મ, ઉદાસી લેશ આવી ને,
"પ્રભુ! ઈશ! હરિ!" બોલી હૃદયે ભાવ લાવીને. ૯

હરિગીત.

એ બાળના મસ્તક ઉપર જ્યોતિ કંઈ પ્રકટી, અને,
એ જ્યોતિ મધ્યે ચુવતી નિરખે દિવ્ય અનુપમ મૂર્તિને,
બે શંખ ચક્ર કરે ધર્યાં બે હસ્તથી આશીષ દે,
તે બાલિકા ભણી પદ્મલોચનથી નિહાળી સ્મિત કરે. ૧૦

શાર્દૂલ.

" પૂત્રી! એ ત્રણ દેવીઓ પુરુષનાં રૂપો ધરી આવી છે,
" જાણે છે તુજ બન્ધુના ઉર મહિં કેવા રૂપે નારી છે;
" લજ્જાળુ અતિ નમ્ર એ નિરખશે દેવી-સ્ત્રીઓ-આવી છે,
" દુભાશે દિલથી પ્રમાણી સઘળી આવી રીતે આવી છે. ૧૧

વસંતતિલકા.

" વ્હેલી વદી સહુ મહિં પ્રિય શારદા તે,
" ને રાજ્ય કાર્ય વિષયીક કળા બીજી છે;
" ભક્તિ ત્રીજી પરખી તે ગઈ પૂર્ણ તું ને,
" તેથી ઉદાસ દુહિતા જરી તું દીસે છે. ૧૨

હરિગીત.

" કિન્તુ કુમારી! ન ખિન્ન થા સહુ સમયસર સારૂં થશે,
" ત્હારા વીરામાં ભક્તિ પણ કોઈ સમે પ્રસરી જશે;
" વળી તેથી વધુ વરદાન દઉં દેશે પ્રપત્તિ સ્હાય ને,
" એ આશિષો છે સત્ય નિશ્ચિત પુત્રી જયજયકાર છે." ૧૩

વસંતતિલકા.

ઉષા ગઈ ઉડી અને રવિ જન્મ પામ્યો,
ઊંચે ચ્હડી કિરણ ફેંકી જરા વિરામ્યો;

વૃક્ષો બધાં મધુર પંખીર્થી જાગીઆં છે,
ને ચિત્ર ચારૂ યુવતી નજરે ખસ્યું છે. ૧૪

અનુષ્ટુપ્.

" વર્ષગાંઠ વીરા ! આજે જાગજો બન્ધુ સુ રીતે,
"વન્દી વિશ્વેશને વ્હાલા! પિતાને પ્રણમી પ્રીતે." ૧૫

તા૦ ૧-૧૧-૧૯.

થળ ઘાટ.

વસંતતિલકા.

આ અગ્નિ વાહન ધીમું કયમ ચાલીયું રે!
શું છે અરે! શ્રમિત શું અતિ તે થયું છે?
કે શું ઉંચા ગિરિ નિહાળી દીલે ડરે તે?
ના! ના! ગુફા નિરખી તે ભય આ ધરે છે. ૧

મન્દાક્રાન્તા.

ધીમી ચાલે, શ્રમિત પગલે, પ્હાડ શીરે ચ્હડે તે,
બે બાજુએ ઇશતણી કળા પૂર્ણ દૃષ્ટિ પડે છે;
ઊંચા લીલા વિધવિધ ગિરિ એક બાજુ દીપે છે,
ઊંડી ચારુ ખીણુ જુદી જુદી અન્ય બાજુ દીપે છે. ૨

તોટક.

તરૂ ખીણુ મહિં; ગિરિ ઊપર છે;
ઝરણાં જળનાં વળી શોભી રહે;
ઘન મેઘ મહિં વિજળી ઝબકે,
ત્યમ વૃક્ષ મહિં ઝરણું ઝળકે. ૩

હરિગીત.

એ વિકટ પંથની મધ્યમાં કરી માર્ગ નિજ બુદ્ધિ થકી,
તોડી, અને પર્વત ઘણા કંઇ કંઇ ગુફાઓ કોતરી;

સાધન દઈ સગવડ કરી એ અગ્નિરથની શી અહા!
છે ધન્ય માનવ બુદ્ધિને, છે સ્તુત્ય માનુષી કળા. ૪

### શાર્દૂલ.

રે! ભુલું મતિ એ મળી મનુષને શી રીતથી? કોણથી?
દેનારો પ્રભુ એજ એક જ ખરો ત્હેની કળા આ બીજી;
બે બાજુ જયમ શક્તિ વૈભવ તણું સૌંદર્ય શોભી રહ્યું,
મધ્યે તેવું મનુષ્ય બુદ્ધિ મહિએ ચાતુર્ય દીપી રહ્યું. ૫

### અનુષ્ટુપ્.

અહા! અન્ધારું વ્યાપ્યું આ! પ્રાણ રોકાઇ જાય છે,
તેજ વાયુ વિના લેશે નહિં જીવી શકાય છે. ૬
સત્ય વાયુ ખરું તેજ પ્રાણ પોષક પ્રાણના,
લાભ જાણ્યા પછી જીવે ભાવિકો કેમ તે વિના? ૭

### ઉપજાતિ.

અજ્ઞાનીને વાયુનું મુલ્ય ના રે!
ના મૂઢને તેજનું ભાન લેશે;
એ કલ્પનાઓ થઇ દૂર સર્વે,
સ્હામે નિહાળ્યું કંઇ ચિત્ર ગર્વે. ૮

### હરિગીત.

ભગવાન વિષ્ણુ ચરણ ધોયાં અંતરીક્ષે સ્વર્ગમાં,
તે વારિ વિનયે ધારીયું શ્રી શંભુએ નિજશીર્ષમાં;
બે હસ્ત કમરે મૂકીયા ગંગા જટામાં અટકીયાં,
ને ધીમી ગતિથી તે સ્થળેથી અટકતાં નીચે પડ્યાં. ૯

### શાર્દૂલ.

સ્હામે પર્વત એક દીર્ઘ નિરખ્યો બે બાજુ છે ટેકરી,
આવે છે જળ ગુપ્ત તે ગિરિતણું શીર્ષે થકી નીકળી;

છે આવેશ અતીવ રે! જળ તણો એ ધોધ આરમ્ભમાં,
ધીમેથી પડતાં ક્રમે નરમ તે જાયે પછી ખીણમાં. ૧૦

## હરિગીત.

મહાદેવજીના મસ્તકેથી સ્કંધ પર જળ પડીઁ અને,
ઊપર થઈ ઉદરે જઈ પછી ચરણથી નીચે વહે;
મૃગ ચર્મ શોભે શિવશરીરે ગિરિ પરે તરુઁ ચર્મ છે,
ચરણે થઈ જળ પૃથ્વીઁ સ્પર્શેઁ ઝરણું ત્યમ ભૂપર પડે. ૧૧

## શિખરિણી.

મ્હને થાએ ઇચ્છા “ઝટ જઇ પહોંચું મુખ કને,
નિહાળું તે પાદો જહિંથીઁ મીઁઠું આ વારિ નીકળે”,
છુટી માળા મ્હારી મણિ સમૂઁહ સંકલ્પ રૂઁપ જે,
જનો મધ્યે આવી મનનીઁ ઉંચીઁ વૃત્તિ તુટી પડે. ૧૨

તા. ૧-૧૧-૦૯

---

# હંસ.

## એકત્રીસા સવૈયા.

ચારુ એક અરણ્ય મ્હોટું છે તરુ પશુ પંખી વસે બહુ,
મધ્યે વટનું વૃક્ષ ખાસ ત્યાં વિશ્રાન્તિ લે પ્રાણી સહુ;
શલભ જંતુથી સિંહ સુધી સહુ છાયે ડાળે પત્રે ઠરે,
સર્વે નિમગ્ન નિજ કાર્યોમાં અન્યો અન્ય ન વ્યથા કરે. ૧

## હરિગીત.

ત્યાં એક દિન સુન્દર પ્રભાતે સૂર્ય ઉદય થવા સમે,
એ વૃક્ષવાસી થાય જાગૃત સર્વ જ્યાંહિ ક્રમે ક્રમે;
એવે મૃદુ શોભિત ચારુ હંસ કો આવી ચહડ્યો,
એ વૃક્ષ ડાળી ઉપર તેણે ઉતરીઁને વાસો કર્યો. ૨

### ઉપજાતિ.

સત્કાર દીધો વટ વાસીઓએ,
આનંદ પામ્યો અતિથિ અતિ તે;
પ્રેમાળથી પ્રેમ થશે વિચાર્યું,
સંગી થશે સૌ મનમાંહિ ધાર્યું. ૩

### હરિગીત.

મૃદુ વાણી મધુરું હાસ્ય સુખદા વાત હંસે આદરી,
બહુ બહુ રીતે યુક્તિ થકી પશુ પ્રીત સંપાદન કરી;
ગજ, સિંહ, હય જેવા મહા બળવાન પણ એને ચહે,
કીટ, ભ્રમર, જંતુ, શલભ પણ તેની પ્રીતિ માંહિ રહે. ૪

### અનુષ્ટુપ્.

કોકિલા, મેનકા, કાગ, પંખી સર્વે પ્રીતિ ધરે,
સમ ભાવે ચહે હંસ સર્વને તુષ્ટ તે કરે. ૫

### લલિત.

દિવસ ચાલીયા માસ કંઈ થયા, વરસ એક બે વિતિ તો ગયાં,
તહિંથી ચાલવા હંસજી ચહે, બહુ સમો ગયો ના વધુ રહે. ૬
ઉઠી પ્રભાતમાં એક દી કહે, "જય, પ્રભો હરિ રામ રામ છે,
"જઈશ હું હવે સ્વ સ્થળે વીરા, સ્મરણ રાખજો દિન દાસ આ." ૭

### એકત્રીસા સવૈયા.

શ્રવણે પડતાં વિચાર પ્રિયનો સર્વ પ્રાણી નિસ્તેજ થયાં.
હર્ષ આશ ઉડીને નેત્રો શોકાશ્રુથી ભરાઈ ગયાં;
"નહિ જવાયે સંગી બનશું રહો અહીં" કો એવું વદે,
"નિશ્ચય મારો એક ખરો છે" હંસની વાણી ન ફરી શકે. ૮

### અનુષ્ટુપ.

"હમે સંગી બધાં થાશું, બનો તૈયાર સર્વને,
"મિત્ર વ્હાલા! ચલો પ્હેલા, સર્વમાં શ્રેષ્ટ તે વધે. ૯

## હરિગીત.

એ પાંખ પવન મહિ પછાડી ગગનમાં તરવા પડ્યો,
અતિ વેગથી એ હંસ ચારુ સંગ પણ સાથે થયો;
કિન્તુ જરી વધતાં પ્રથમ હય, અટકીયોને ગજ પછી,
એકેક અટકયું એક કોશે, ચાર કોશે થાકથી. ૧૦
દશ કોશ ચાલ્યું કોઇ, કોઇ શકિતથી હારી ગયું,
કો મનથી હાર્યું, તનથી હારી, બુદ્ધિથી હારી ગયું;
અન્તે બિચારા રંક કોએ પ્રાણ સુદ્ધાં આપીયા,
પણ પંથી પંથે એકલો! અન્તે સુહૃદ થાકી ગયા. ૧૧

### ઉપજાતિ.

સંગી વિના હંસ નભે ઉડે છે,
સંગી વિના સર્વ જગે ફરે છે;
સંગી ખરો એક જ સર્વનો છે,
સંગી લહો, શું કહું, મર્મ તો છે.! ૧૨

તા૦ ૨૦ ૧૧-૦૯

---

## મ્હારી પત્ની.

### હરિગીત.

અજ્ઞાત એક કુમારી સાથે લગ્ન વિધિથી મેં કર્યાં,
ને તે દિવસથી પત્નિ-પતિ સંબંધથી-બંને ઠર્યાં;
મુજ પત્નિ અતિ લઘુવય તણી સામાન્ય સાદા રૂપની,
અજ્ઞાત સર્વે વાતથી નહોતી મધુર મોહક બની. ૧
નવ નવિન દૈવી કલ્પનામાં વસ્ત્ર અંગે ધારતી,
પણ એક માત્ર ખૂબીથકી તે મુજ હૃદયમાં ભાવતી;
અજ્ઞાન અન્યથી તદપિ શક્તિ એક ત્હેનામાં રહી,
તે નિત્ય વિધવિધ ભૂષણો બદલે ખુબી તે મ્હેં લહી. ૨

નવ એક રૂપમાં તે થકી તે દૃષ્ટિએ પડતી કદા,
ને તેજ ગુણથી તે પ્રિયા વહાલી થઈ છે સર્વદા;
મુજ તાત પણ આરંભમાં દર્શાવતા નિજપ્રીત ઘણી,
ને નિત્ય પ્રશ્નો પૂછતા "તુજ પત્નિ કેવી છે બની.? ૩
શી રીતનો શણગાર આજે કેવો દેખાયે કહે,
જોતાં યદિ મનમાં રૂચે તો ચક્ષુથી હર્ષાશ્રુ વહે;
કોદિ અતિ ગંભીર વદને નિરખી ના કાંઈ વદે,
ને કોઈ દિન અતિમંદ હાસ્યથો ધન્યવાદ પ્રીતેથી દે. ૪
વળી બન્ધુ મારો પ્રથમ પૂછે "બાલિકા લઘુ શું કરે,
"એ તુજ પ્રિયા તુજકાજ વહાલી છે મ્હને કહું છું ખરે;
નિરખે સદા કદી થાય હર્ષિત, કો દી શોકિત જોઈ તે,
ને કોઈ દિન રોષિત બને, ભૂષણ કઢંગા હોઈ ને. ૫
એથી વધુ ઉત્સાહી ન્હાનો વીર પહેલાં તો હતો,
આતુર અતિશય રૂપ બાલાનું નિરખવા તે થતો;
શણગાર પૂર્ણ થતાં પહેલાં ગુપ્ત આવી નિરખતો,
ને કદી કદી ભૂષણ તણી ખૂબી પુરી ના સમજતો. ૬
વળી સ્નેહી સજ્જન નવિન વસ્તુ નિરખવા ચ્હાતાં હતાં,
ને આવી સ્તુતિ કરી સર્વ ભૂષણથી ખુશી થાતાં હતાં;
પણ આ સ્થિતિ તો પ્રથમની આરંભની મ્હેં વર્ણવી,
ને હાલની તો ફરી ગઈ પત્નિ હવે નવ રહી નવી. ૭
નવ પ્રિય પિતાજી પૂછતા "તવ પત્નિ ક્યાં છે શું કરે,
નવ બે વીરા પણ લેશ ઉરમાં તે કૃતે ઇચ્છા ધરે;
ને સ્નેહી સજ્જન સર્વ પણ ઉત્સાહમાં ધીમાં પડ્યાં,
રે પત્નિ પ્રિય ત્હારી શું ગણના જ્યાં મહાનો નવ ટક્યાં. ૮
આ સર્વ છે તદપિ પ્રીતિ મ્હારી હજી દૃઢ અચળ છે,
હું મૃત્યુ સુધી ચાહીશ ત્હેને આશ ઉર વિશ્વાસ છે;

વયમાં વધી બની વૃદ્ધ જો કરમાઈ મૃત્યુ વશ થશે,
તો પણ હું હેના સ્મરણપર પ્રીતિ ધરીશ તે બસ થશે. ૯
પ્રિય સજ્જનો મુજ પત્નિનું જે સર્વને મ્હેં છે કહ્યું,
શું આપ સર્વે માહીંનું સાચું રહસ્ય પુરૂં લહ્યું;
એ કોણ પત્નિ મુજકવિતા પત્નિરૂપ મ્હેં આપી છે,
ને પ્રથમ દિનથી પત્નિ હેને મ્હેં કરી સ્થિર સ્થાપી છે. ૧૦

---

## શલભ અને જ્યોતિ.

### ઉપજાતિ.

પ્રદોષ કાળે દીપ જ્યોતિ સર્વે,
નિદ્રાથી જાગી સહુ પૂર્ણ ગર્વે;
આકાશમાં ભાસ્કર ના જણાયે,
ચારુ શશિ દૃશ્ય વળી ન થાયે. ૧

### હરિગીત.

બે દિવ્ય જ્યોતિને અભાવે તે સમય સર્વે સ્થળે,
નિસ્તેજ જ્યોતિ ક્ષુદ્ર પ્રકટી વિવિધ દીપ મહીં બળે;
નિજરૂપમાં પણ અંશ તે દ્યુતિનો ગણી અભિમાન લે,
ને ઇશના બે દીપ સંગે તુલના કરવા મથે. ૨

### ઉપજાતિ.

ગર્વિષ્ટ એવી દ્યુતિ એક દીપે,
દીપી મનોહારી બની અતીશે;
આકર્ષવા ચિત્ત સહુનું ધાર્યું,
મધ્યે ઉભી તે થકી મ્હેં વિચાર્યું. ૩

### હરિગીત.

સંકલ્પ એ સામો પડ્યો ને ધાર્યુંતું તેવું થયું,
કો શલભ ચારુ રમતમાં ત્યાં ઉડતું આવી ગયું;

ને રંક તે મોહક દ્યુતિથી લુબ્ધ બની પ્રેમી થયું,
રે ઈશ ? ત્હારી શી લીલા આ હૃદય કોનું કયાં ગયું ? ૪

### શાર્દૂલ.

જ્યોતિ એ પણ કાર્ય રાખ્યું ચલવી આકર્ષવા દીનને,
દોરી એ ગયું પ્રેમ તો, સમીપમાં, હા ભાગ્યનું હીન તે;
ભાસ્યું તે લજવાયું કાંઇ પહેલાં પ્રેમી સમીપે જતાં,
આઘે જાય વળી સમીપ ધસતું, યત્નો કરે થાકતાં ૫

### ઉપજાતિ.

અન્તે ગયું છે વશ દ્યુતિને તે,
આલિંગવા દોડી ગયું પ્રીતે તે;
રે ? રે ? કર્યું જ્યોતિ કુકર્મ શું ત્હેં.
શું બાળી દીધું પ્રીત ઘેલું ત્હેને ? ૬

### હરિગીત.

શું જગતમાં આ પ્રીત ફળ છે બાળવું બળવું રહ્યું ?
શું વિશ્વમાં એ વિશ્વપતી આવું જ જોવાનું રહ્યું ?
શું શલભ તુલ્યે સર્વને દાહક દ્યુતિ વિધ વિધ રહી ?
શું ચિત્તહારક સર્વમાં નુકશાનની વસ્તુ રહી ? ૭
રે જગત પાલક ! આ કૃતિ ત્હારી કહે શી રીતની ?
કસવા કસોટી ઉપર કરી શી વસ્તુ મોહક ચીત્તની ?
અથવા જગતનો મોહ છુટવા કાજ આ દૃષ્ટાંત છે ?
શું ભેદ છે શું સમજવું, રે શલભ ઉત્તર કાંઇ દે ? ૮

### વસંત.

રક્ષા બધી શલભની ઉડી વાયુથી ને,
અદ્ભુત લેખ કંઇ તે થકી તો થયો છેઃ
" પ્રીતી ઉંચી પ્રભુતણી બીજી ગૌણ જાણો,
" દૃષ્ટાન્તથી સમજી લ્યો ઉર અર્થ આણો. ૯

અનુષ્ટુપ્.

" પ્રભુ પ્રીતી પછી સર્વે અન્ય પ્રીતી ટકી શકે,
" દીવ્ય આસ્વાદમાં સર્વે અન્ય સ્વાદો ભળી શકે. ૧૦

---

## બાળક બાંધવના જન્મ દિવસે.

મંદાક્રાન્તા.

પ્રાતઃ કાળે ત્વરિત બનતી ઊઠી શય્યા મહીં હું,
પહેલાં પ્રેમે, પ્રભુ સ્મરી અને ચાલી ઉદ્યાનમાં હું;
ચુંટયાં હર્ષે કુસુમ ત્રણ મ્હેં શોધીને ચારુ પૂરાં,
આવી પાછી ભુવન મહીંને જ્યાંહિ બન્ધુ, ગઈ ત્યાં. ૧

હરિગીત.

છે આજ બાન્ધવ જન્મ તિથિને પુષ્પ પ્રેમની ભેટ છે,
તે આપીઆં ઉમંગથી, વીર હાસ્ય કરી તે હસ્ત લે;
ઉત્સાહથી તે કર ધરી, ચડી બેસીયો ઉત્સંગમાં,
એ બેસતાં મન પક્ષી ઊડ્યું માર્ગ રૂપ તરંગમાં. ૨

વસંત.

બે શોક હર્ષ મળી સ્પર્શ થયો વીરાનો,
બે શોક હર્ષ મળી પ્રેમ ગણ્યો વીરાનો;
બે શોક હર્ષ મળ્યું હાસ્ય લઘુ વીરાનું,
ને શોક હર્ષ મળ્યું ચુંબન છે વીરાનું. ૩

હરિગીત.

એ ચુંબને મુજ હૃદય ખોલ્યું વૃતિ વીરની પારખી,
મુજ સ્કન્ધ પર ઢાળેલ શીર્ષે વાત વીર ઉરની કરી;
પણ વીર વ્હાલા મુજ હૃદય શું સમજી શકીયો તું કંઈ, ?
તુ જ સ્કન્ધ મૃદુપર હસ્ત મારો તે કહે તુજને કંઈ. ? ૪

### તોટક.

મુજ ઉર્મિ હું તો નહિ વર્ણી શકું,
નવ વર્ણન શબ્દ હું દેખી શકું;
યદિ શબ્દ મળે તદપિ ન ગ્રહું,
ખરી ઊર્મિ કૃતે નવ વાણી ચહું. ૫

### હરિગીત.

કિન્તુ કહીશ હું પુષ્પ સારું બાળ એ સંભાળજે,
શ્રદ્ધા, વિનય, બુદ્ધિ, રૂપી એ પુષ્પનો રક્ષક થજે;
એ શક્તિ રક્ષણની વીરા ત્હારા મહીં છે મ્હેં લહ્યું,
ને તે થકી આ પુષ્પ ચુંટી અર્પવાને છે ચહ્યું. ૬
એ અર્ધ વિકસિત કુસુમને પૂરાં ખીલવવાં ઇચ્છજે,
તુજ અર્ધ વિકસિત શક્તિને એ કાર્યમાં સહાયક થજે;
વય સાથ શક્તિ પણ વધારી સ્થિર પ્રથમ પુષ્પે થવું,
ને અન્ય પુષ્પની સુરભિ સાથે સુરભિમય તો બની જવું. ૭

### લલિત.

પ્રિય વીરા બધી, આશ ઊર આ,
તદપિ ના દઉં, આશિષો મહા;
હક ન માનું હું શક્તિ માનું ના,
નવ દઈ શકું, આશિષો મહા. ૮
પણ ઉપાય છે કાર્ય કાજ હા !
પ્રબલ ઈશ છે સ્વામી આપણા;
વિનવીં ત્હેમને પ્રાર્થના કરી,
મુકું સ્પૃહા પ્રભુ પાદમાં બધી. ૯

### વસંત.

જે જે ઉચિત મહીંથી ફળશે બધી તે,
તેથી વધુ વદવું તો ઘટતું નથી ને;

નિત્યે સ્મરીશ પ્રભુ પ્રાર્થનમાં ત્હુને હું,
એ ભેટ જન્મ તિથિની ગણજે વીરા તું. ૧૦

---

## સિન્ધુને

### શાર્દૂલ.

એ સિન્ધુ અતિ ગર્જે તું રુચી પડે તેવું અને તેટલું,
કિન્તુ અન્તર મ્હારું ખીન્ન રહેશે છે જેવું ને જેટલું;
"ધૂધૂ" હર્ષથી બોલતો વધુ વધુ ઉત્સાહ તું ધારશે,
મ્હારું હૈયું વિશેષ તેમ બળશે, તું યત્નમાં હારશે; ૧

### શીખરિણી.

તરંગો ત્હારા તે અવળી અસરો અન્તર કરે,
તરંગો ચારુ છે પણ મુજ ઉરે ના જરી ઠરે;
વિચારું "આ શું છે! કયમ ન ઉદધિ ચિત્ત હરતો,
અને ખોટી છાયા હૃદયપર પાડી શું કરતો! ૨

### હરિગીત.

" ગર્વિષ્ટ છે શું? તેથી ત્હારાથી વિમુખ બનું હું શું?
" ગંભીર છે શું તે ત્હારાથી અતિ ભય ધારું શું?
" અતિ ગાઢ છે તેથી ન સમજું કાંઇ ખુબી, નારાજ છું,
" નહિ સિન્ધુ હે! કારણ ન એ, કહું સાંભળીને લાજતું; ૩

### તોટક.

અભિમાની નિધિ પ્રભુ એક કળા!
તુંથી એક મ્હડે પ્રભુ બીજી કળા!
અતિ તેજ રુચે ઉરમાં મુજને,
ગણું તે થકી તુચ્છ હું તો તુજને; ૪

### ઉપજાતિ.

નિત્યે રહે સ્થીર ગીરી, ગમે એ,
નિત્યે ઉભા શાન્ત ગીરી, રુચે એ;

દેખી હું ત્હેને થઉં મગ્ન પુરી,
ઉત્સાહ આવે નિરખી સુગીરિ; ૫

**હરિગીત.**

જે ચલીત અસ્થીર વૃત્તિવાળું તે ન હૃદયે ભાવતું,
જે જાય એવું પાછું ચાલે ત્હેની સંગ ન ફાવતું;
ત્હારી ગતિ છે તેવી સાગર! અતીવ ચંચળ તુ સદા,
તે શાન્ત સ્થીર પ્રભુની બાળા ને શું રુચે કે કદા? ૬

**તોટક.**

વળી દોષ બીજો તુજ માંહી રહ્યો,
નવ લેશ રહે ચુપ છાકી ગયો;
તુજ સાદથી તું પ્રભુને ભુલવે,
ઈશ ગુપ્ત સ્વરો સુણવા નવ દે; ૭

**અનુષ્ટુપ્.**

વિઘ્નકારી ખરા કામે બન્યો છે, તું નહી ગમે,
શાન્ત ઉભા ગીરી મ્હારા! બોલ કાં વધુ ના ગમે. ૮

**હરિગીત.**

વધુ એ વિચારો આવતાં સાગર અપ્રિય વધુ થયો,
હેતુ સમજતાં તો વળી મનસિન્ધુમાં ડુબી ગયો;
જેની કદી કો કોઈ પણ રીતે નહી તુલના કરે,
તેવો સમુદ્ર અગાધ મુજ ઉર સાગરે ડુબી મરે; ૯

**વસંત.**

જે સિન્ધુના ક્રૂર તરંગ પ્રચંડ ઘોર,
ઈચ્છીત જે ઘસડીને ગળી જાય ભોગ;
ત્હેને તરંગ મનના—મુજના—ગળે છે,
ને ત્હેની સાથ મુજને ઘસડે બળે તે; ૧૦

તા૦ ૧૨-૫-૧૧

## યાચના.

### મંદાક્રાન્તા.

શાન્તિ શાન્તિ, ભુવનની મહિ વ્યાપી'તી પૂર્ણ પુરી,
શાન્તિ શાન્તિ, નગર મહિં છે સ્થાપના ના અધુરી;
શાન્તિ શાન્તિ, ગગન ઉપરે શાન્તિ સિન્ધુ મહિં છે,
શાન્તિ શાન્તિ, પવન મહિંને શાન્તિ જ્યાંહિ ત્યહી છે; ૧

### હરિગીત.

એ શાન્તિએ મુજ હૃદયને પ્રેર્યું અને એ જાગીયું,
વિધ વિધ વિચારો રૂપ પુષ્પની માળ ગુંથવા લાગીયું;
શું વૃત્તિ મ્હારી? બુદ્ધિ શું? વાંચન મનન શું કેટલું?
શું શોક મ્હારો, પ્રેમ મુજ સ્તંભ્યું વિચારી એટલું- ૨

### શાર્દૂલ

આવ્યું પ્રેમનું પુષ્પ જ્યાં ગુંથનમાં ત્યાં કાર્ય સ્તંભી ગયું,
માળા જે ગુંથતું ઉમંગી ઉરતે ત્યાં સ્હેજ ધીમું થયું;
લીધું પુષ્પ નીહાળ્યું હા! વિવિધ આ શા રંગ તેના ખરે,
કેવી ખુબી દરેક પાંખડી મહીં તે ગુંથવું ના! ઘટે— ૩

### તોટક

અતિ લુબ્ધ બન્યું ઉર પુષ્પ મહીં,
મુકી તે ન શકે ફુલ દૂર કંઇ;
કંઈ દીવ્ય સુરંગ સુપાંખડીમાં,
કંઈ દીવ્ય સુગંધ બધી કળીમાં- ૪

### હરિગીત.

આ પાંખડી નીરખે મૃદુ બીજી પાંખડી વધુ શોભતી,
વળી કોઈ દીવ્ય અપૂર્વ ભાસે કો અનુપમ ઓપતી;
એ રસ મહિં ડુબ્યું હૃદય તે રસ ખુંચાવ્યો કોઇએ,
મુજ જ્ઞાન આવ્યું વિઘ્નરૂપે સમય ઘટતો જોઇને- ૫

### દ્રુતવિલંબિત.

"નહીં રહે તુજ પુષ્પ કદી સદા,
ખરી જશે બધી પાંખડીઓ અહા !
સમય ભોગ પુરો થઇ જ્યાં જશે;
તવ ધીરું ધીરું પુષ્પ ખરી જશે"– ૬

### વસંત.

આ વજ્રપાતથી થયું મન શૂન્યકાર,
રે ! રે ! હવે કયમ થશે દુઃખનો નપાર;
આપત્તિમાં નહિ શું કો શુભ સ્હાયકાર
હા! છે ખરે! મદદ છે દુઃખ કાપનાર. ૭

### હરિગીત.

બળ સત્ય આણીને ઉરે કહ્યું જ્ઞાનને જા દૂર તું,
તર્કો વિતર્કો રૂપ સેવકથી પુરો ભરપૂર તું;
પણ સ્હાય મારે સ્વામીની છે યાચના કરું તેની હું,
એ પુષ્પને મુજ અંત સુધી સંરક્ષસે હું પ્રાર્થું છું. ૮

મુજ પ્રિય પિતા! ઓ સ્વામી વ્હાલા! મ્હેં સુણ્યું છે કો થકી,
શુચી સત્ય ઉરની યાચના નિષ્ફળ કદી જાતી નથી;
બહુ સંત શિષ્ટો આચર્યા છે તે રીતે બહુ બહુ સમે,
આ હૃદય તેથી ઇચ્છી તેવું યાચના કરવા નમે. ૯

### તોટક.

પ્રભુ વ્યાપક ઇશ સર્વજ્ઞ તું છે,
મુજ અંતરને સમજી શકશે;
મુજ યાચન તેથી પુરી પરખી,
કરજે ઘટતી, કરતાં સરખી. ૧૦

### હરિગીત.

મુજ પ્રેમ પુષ્પ તું પાળજે આલ્હાદ દાયક રાખજે,
ને સર્વ શોભા દિવ્યતાને સુરભીનો પોષક થજે;
વળી જો કદાપિ ભાગ્ય બળથી ભોગ ફળ પુરું થાય ને,
એકાદ પાંખડી તુટીને ખરવા સમું પુલડું બને. ૧૧

### ઉપજાતિ.

તો પાંખડી અન્ય તુટે નહીં ત્યાં,
ને પુષ્પ તે સ્હેજ છુટે નહી ત્યાં;
તેડાવી લેજે મુજને સ્વધામે,
જોડાવી દેજે મુજને સ્વકામે. ૧૨

---

તા૦ ૨૬-૫-૧૦.

## સાક્ષાત્કાર.

### મન્દાક્રાન્તા.

આત્મા મ્હારો, અતીવ બનતો, નિત્ય અસ્થીર દુઃખી,
યત્નો સર્વે, વિફળ બનતા, થાય ના આત્મ સુખી.
નિત્યે મ્હારું, મન વિહગ તે, ઉડીને દૂર જાય,
જૂદાં જૂદાં, તરુ તરફ તે, કલ્પનાઓથી ધાય. ૧

### હરિગીત.

"શું શ્રવણ મનન અફળ બધાં છે?" એક દિવસે મન ઉડયું,
"શું ઈશ કદી સાક્ષાત્ નિરખીશ?" તરુ ઉપર જઇને પડયું.
"ના! ના! કદી નહી વ્યર્થ યત્નો!" તે નિરાશામાં ડુબ્યું,
"આત્મા સદા કમભાગી તું છે" જીવને કહેવા ગયું. ૨

### તોટક.

દુઃખી જીવનું દુઃખ વધારી દીધું,
દીન અસ્થીર ને અઘટીત કીધું.

" યદિ જો પ્રભુને નિરખું નહીં તો,
મુજ જન્મતણો પછી અર્થ જ શો ?" ૩

## હરિગીત.

અસ્વસ્થ આત્માની દશા, રાત્રી પડી શાન્તી થઇ,
અજ્ઞાત બાળ સુષુપ્તી લેવા જેવું ઉભું ગૃહમાં જઇ.
તેવું તરત નવ દૃશ્ય એવા તાતજીએ તેડ્યું ને,
પર્યંકમાં પોઢાડતાં અમૃત શિશુમાં રેડ્યું છે. ૪

## વસંત.

" હે બાળ હું વિરૂપથી તુજને સદાએ,
"થાઉ છું દૃશ્ય પણ તું ન લહે કદાએ.
"ત્હારા પિતા મહિં તું ઓળખજે મ્હનેને,
"એના સ્વભાવ સ્મરણે સ્મરજે મ્હનેરે. ૫

## હરિગીત.

"પરમાર્થની પ્રતિમા પિતા તવ દૈવી ગુણ એ પ્રથમ છે,
"વળી શાન્તિ સિન્ધુ કરુણ સાગર દાન્ત એહ અકથ્ય છે.
"જે જે ઉચિત મુજમાં ગુણો તે બિન્દુરૂપ એના મહિં,
"હું સિન્ધુને એ છે અણુ પણ આકૃતિ સરખી કહી. ૬

## તોટક.

"મુજબાળ હવે દુઃખી ના બનજે,
"કહ્યું સર્વ પુરું ઉર તું ધરજે.
ઉપદેશ ગયો, મૃદુ વાણી ગઈ,
મુજ આત્મ સુતો પુરી શાન્તિ લઈ. ૭

———

તા૦ ૧—૬—૧૦.

## શ્યામ રજનીમાં સંદેહ.

### હરિગીત.

ધરી શ્યામ અંબર રજની શ્યામા આ જગતમાં આવી છે,
એ અંબરે રૂપેરી ટીપકી તારલારૂપ આવી છે;
પણ વદન એ શશિવદની રાખે ગુપ્ત ઉર અભિમાન છે,
મુખ ચંદ્ર વસ્ત્રથી કેવું ઢાંકે તદપિ મનહર માન તે. ૧

એ શ્યામમાં પણ અળગું શ્યામથી અધિક શ્યામ દીઠું કંઇ,
તંદ્રાભર્યાં નયનો મહિં કંઈ પ્રથમ લક્ષ લીધું નહિં;
કિન્તુ થયો પછી ભાસ એવો નભ તુટયું કોઇ જગે,
કારણ અધિક એ શ્યામતામાં તારલા દૃષ્ટિ પડે. ૨

### તોટક.

ચમકે ખુબી તો તહીં કેવી રહી,
ઝળકાટ અહા! જગનોજ નહિં;
કંઈ દિવ્ય પ્રકાશ પ્રભા શું વહી,
નયનોથી ન દૃશ્ય શકાય સહી. ૩

### અનુષ્ટુપ્.

ઉંચે જોયું કંઇ ત્યાં, ના, સ્વસ્થળે સર્વ સ્થીર છે,
નભે તોફાન ના લેશે, તારલા સ્વસ્થ સર્વ તે. ૪

### હરિગીત.

ત્યારે શું કંઇ ત્યાં અગ્નિ પ્રકટયો આ શું તણુખા તે તણા?
અદૃશ્ય વન્હિ ત્યાં બળે, ચમકાર આ શાના બન્યા?
બન્ને તરફ પૃથ્વી ઉપરને છેક તળીયે નીરખીયું,
પણ અગ્નિ તણુખા આ નહિ એવું મતીએ પરખીયું. ૫

ત્યારે શું કોઈ રાજવંશી હર્ષ માંહિ આવીને,
નિજ લક્ષ્મીથી ઉન્મત બની આવું કરે છે ચાહીને;
શિર્ષે ધરેલા મુકુટમાંના રત્ન સર્વ ઉછાળીયાં,
આ હેમનો ચમકાર તારા રૂપ મનથી માનીયાં. ૬

### દ્રુતવિલંબિત.

નહિ નહિ હજી ગુપ્ત રહસ્ય છે
નથી નથી કંઇ રત્ન વિશેષ છે
વધુ વધુ હજી તે ચમકી રહે
નકી નકી કંઈ ચેતન સર્વ તે. ૭

### હરિગીત.

વાયુ ન વાયે લેશ તેથી સ્થીર સર્વે સ્થાન છે,
એ મંદતાથી સ્તબ્ધ વૃક્ષો શાખને સહુપાન છે;
જે શ્યામતા નજરે પડી તે વૃક્ષ ગાઢ ઘટા લહી,
ને તારલારૂપ ચમકતા તે આગીયા સમજી ગઇ. ૮

———

તા૦ ૨૭-૬-૧૦

## બન્ધુનો જન્મ દિવસ.

### વસંત.

આ તેજ શું પ્રસરીયું મુજ ખંડમાં હા !
આ દીવ્ય વાદ્ય સ્વર તે શ્રવણે પડે શા ?
નિદ્રા મહીંથી ઝબકી ભડકી ઉઠી શું !
રે ! આજ ખાસ કંઇ આ ભુવને થયું શું ? ૧

### હરિગીત.

નેત્રો ખુલ્યાં પણ તેજ વિણુ નવ કાંઇ નજરે આવતું,
ને એ પ્રકાશ પ્રવેશી ઉરને હર્ષથી ડોલાવતું;

આજ્ઞા કરી તદપી ન મ્હારી નયન ઇન્દ્રિ પળી શકી,
કિન્તુ કર્યું એ કામ કર્ણે, ઇન્દ્રિ એ કંઇ કળી શકી. ૨

તોટક.

શુભ વાણી કંઇ મુજ કર્ણ પડી,
અશરીર થકી નકી એ નીકળી;
"નવ દેવ ન માનવ દૃષ્ટિ પડે,
તદપી શ્રવણે સ્વર સ્પષ્ટ મ્હડે. ૩

હરિગીત.

"આનંદની પ્રતિમાજ પ્રકટી પિતૃગૃહમાં બાલિકે!
"સાક્ષાત મુર્તિમન્ત બનીયો હર્ષદેવ કુમારિ રે!
"એ પ્રકટીયો છે બહુ સમયથી પ્રથમ ન્હોતું જાણમાં,
"પણ હાલ લેશ લહો, પ્રકાશ્યું તેથી પૂર્ણ પ્રમાણમાં. ૪

ઉપજાતિ.

અસ્તિત્વમાં વસ્તુ યાદવ હોય,
કિન્તુ ન ત્હેનું કશું_લક્ષ હોય;
ત્હેનું જદા હોવું મતિથી માનો,
પ્રાકટ્ય ત્હેનું, તવ તે પ્રમાણો. ૫

અનુષ્ટુપ્.

પ્રકટયો પૂર્ણ એ ન્યાયે, દેવ આનંદનો હવે,
ગૃહે ઉત્સાહ લાવ્યો છે, મ્હાયી થાશે બહુ સમે." ૬

શાર્દૂલ.

જ્યોતિ સર્વ અલોપ હોથઈ ગઇ, બુદ્ધિ બની બ્હાવરી,
"શું છે ભેદ અરે પ્રભો" સમજી ત્યાં ઇશે કૃપા આ કરી.

આવ્યું સર્વ વૃતાન્ત લક્ષ મહિં ને તે દીન સંભારીયો,
હા! હા! આજ વીરાની જન્મ તિથિ છે આ ત્હેની તૈયારીઓ. ૭

### હરિગીત.

રે! ભેદ સ્હમજી વીર મ્હારો મૂર્તિ છે આનંદની,
ક્રીડા કરે એ વર્તમાને થયું થશેની વાત શી?
નથી ભૂતકાળનું ભાન, ભાવીમાં ભવિષ્યે શું હશે?
એ વાતનો સંકલ્પ સ્હેજે નવ કરે હર્ષે વશે. ૮

### તોટક.

"પ્રભુ જન્મ તિથિ શુભ આજ દીને,
ગૂઢ વાત કરી વિણુ દેહથી ત્હેં;
નમી તે થકી પ્રાર્થું જ આપ કને,
મુજ બન્ધુની આ સ્થીતિ નિત્ય બને." ૯

### અનુષ્ટુપ્.

"વીરા વ્હાલા! હવે જાગો, આજ છે જન્મની તિથિ,
"પ્રભુ પાયે પડી વન્દો તાતને બન્ધુ સુવિધિ." ૧૦

તા૦ ૯-૮-૧૦

---

## સ્વર્ગ-સુખ.

### હરિગીત.

એકાન્ત મનહર કોઇ સ્થળમાં સરિત સુન્દર હોય કો,
ને નિજ ગતિથી વેગવતી આકર્ષતી તે હોય જો;
વળી એ તટે ચારુ તરુવર, વગથી હોય ઉભાં યદી,
ને સુરભીમય પુષ્પો સુરંગીત હોય જો ઝઝુમ્યાં અતિ. ૧

### તોટક.

વળી દુર જરા ગિરિમાળ દીસે,
કંઇ ભિન્ન પ્રકારથી સર્વ દીપે.

નમતાં મહીં કો, મહીં ઉચ્ચ બહુ,
વળી ગર્વ ભર્યા યદી શેષ સહુ. ૨

### હરિગીત.

ને અન્ય તટથી દૂર થોડે ક્ષેત્ર વિધ વિધ જો દીપે,
ત્યાં માત્ર સુન્દર પક્ષી કોઇ મધુર રવ બોલે ધીમે.
અથવા મૃદુ કો મયુર પુરી ચારુ પૂર્ણ કળા અને,
કરી નૃત્ય ધીરું પાદથી ટહુકા કરી મનહર બને. ૩

### તોટક.

વરસે જયમ વૃષ્ટિ ખરા અમીની,
લહરી ત્યમ વાયુની વાય ધીમી.
વળી દૃશ્ય શિલા તટ ઉપર જો,
પડી હોય સુકોમળ સ્વચ્છ જ જો. ૪

### હરિગીત.

તો તે સ્થળે સન્ધ્યા સમે હું જગત ત્યાગી આવીને,
મસ્તક મુકી શિલા ઉપર, પડું શાન્તિ ઉરમાં લાવીને.
સુણું વેગ સુન્દર સરિતનો, વળી પર્વતો નિરખું જરા,
વળી વાયુ લહરી અનુભવું, સુરભી ભરી તે પણ અહા! ૫
ને અંજલી કરી હસ્તથી સ્મરું ઇશને મનમાંહિ ને,
ઇન્દ્રિ બધી બુદ્ધિ લગાડું પ્રેમથી હું ત્યાંહિ એ.
ને સર્વ એ અનુભવ થકી મુજ આત્મ તૃપ્ત પુરો બને,
તો સ્વર્ગ સુખ મુજ એજ છે, છે તુચ્છ સહુ ત્હેનીકને. ૬

તા૦ ૧૨–૭–૧૦

---

# પ્રભુની પ્રતિમા.

## પ્રથમ આલેખન.

### રાજકન્યા.

### હરિણી.

અનુપમ પુરી ચારૂ પુરી અવર્ણ્ય ગણાય જે,
ઇશની અમિની દૃષ્ટિ દ્વારા સુધામય થાય જે.
વિવિધ ભુવનો ઉદ્યાનોથી સુશોભિત છે અતિ,
પરમ પદની શું આ મૂર્તિ મતિ ન કરે ગતિ. ૧

### વસંત.

આ ઇન્દ્રની અમરપુરી થકી વધુ છે,
બ્રહ્મા તણા ભુવનથી ચહડતું વધુ છે.
વૃષ્ટિ સદા વરસતી પ્રભુની કૃપાની,
ત્યાં ન્યૂનતા પછી રહે કયમ, ને કશાની. ૨

### હરિગીત.

એ નગર મધ્યે શ્રેષ્ઠ ઉંચો નૃપમહાલય દીપતો,
એ સ્થીર ઉભો રહી અને કંઇ કલ્પના ઉપજાવતો.
અસ્તિત્વનું એ જ્ઞાન દેતાં દૂરથી આકર્ષતો,
ને ઘૂમટ દ્વારા ગગન સંગે મધુરી વાત કરે જતો. ૩

### ઉપજાતિ.

પ્રાસાદને છે ઝઝુમ્યા ઝરુખા,
તે માંહિ એકે કંઇ દૃશ્ય છે હા.
બિરાજી છે એક કુમારિકા ત્યાં,
સૌંદર્ય દેવી પ્રકટી નકી આ! ૪

### શાર્દૂલ.

શોભે સુન્દર બાલિકા, રતિસમી કાન્તિ દીપે છે મુખે,
તેજસ્વી નયનો અપૂર્વ ઝળકે અમ્બૂજ ખીલ્યાં શું કે?
શ્યામા સુન્દર શ્યામ કેશથી ભરી, સ્કંધો પરે નાચતા,
કોઇ સર્પ સમી કૃશી અલકથી વાયુ શું ભેટી જતા. ૫

### હરિગીત.

તે સુન્દરીના હસ્તમાં જો, એક શોભી આરસી,
શ્રી દેવી હસ્તાંબૂજથી ઝાલ્યું કમળ તેવી દીસી.
નેત્રો ન ખસતાં બાલિકાનાં આરસી પરથી જરા,
એ એક વૃત્તિ એક દૃષ્ટિથી નીહાળે માંહિ હા! ૬
દર્પણ તણા આત્મા મહિંનો રસ બધો જાણે લુંટે,
અથવા અતિ મનહારી નિજ નયનોનું તેજ તહીં મૂકે;
ના! નહીં! બની શું સ્વરૂપમાંહી લુબ્ધ ત્યારે કામિની?
કે પ્રીતિ દર્પણ ઉપરની તે ઝાલી રાખે ભામિની? ૭

### વસંત.

હા! સત્ય સત્ય નકી અન્તની કલ્પના છે,
ને, પ્રેમ પ્રેમ તણી આ નકી યોજના છે;
એ આરસી અતીવ વ્હાલી કુમારિકાને,
ને, બાલિકા બની પ્રીયા વળી આરસીને. ૮

### હરિગીત.

ને જે રીતે એ બાલિકાના હૃદયને પકડી રહી,
તેવી જ રીતથી બાલિકા એ દર્પણે ચિત્રાઇ ગઇ;
ને આરસીની મૂર્તિ બાળા ઉરમાં પ્રકટી રહી,
તેમ જ પ્રતિમા સુન્દરીની દર્પણે શોભી ગઈ. ૯

જેવું કુમારિ મુખ મધુરું વાસ્તવીકે શોભીતું,
તેવું જ આબેહુબ છબીરૂપ આરસીએ ઓપતું;
જો જડ ઉપર પણ પ્રેમ હાવી દિવ્ય અસર કરી શકે,
તો કાં ન એ ચેતન ઉપર નિજ શક્તિ દર્શાવી શકે. ૧૦

---

તા૦ ૧૪-૭-૧૦

## દ્વિતીય આલેખન.

### ભિક્ષુક.

#### મંદાક્રાન્તા.

મ્હોટું ગાઢું વન નગરની, સન્નિધીમાં રહેલું,
ન્હાનાં મ્હોટાં, તરૂવર થકી, પૂર્ણ તે છે ભરેલું;
જૂદાં જૂદાં પશુ વિહગના, વાસરૂપે થયેલું,
કિન્તુ ના ત્યાં, જન વિચરતું, કોદી દૃષ્ટિ પડેલું. ૧

#### હરિગીત.

એ શાન્ત ગાઢ અરણ્યમાં નવ દિવસ રાત્રીઓ થતી,
ને રંક એ જરી શશી રવીની કાન્તી પારખતું નથી;
અતી વાયુ સંગે મિત્રતા પણ એ અરણ્ય તણી નહીં,
એ માત્ર વૃક્ષો વિવિધ જાણે, જીવતું સ્થીતિએ સહી. ૨

#### ઉપજાતિ.

કિન્તુ છુપે વેશથી કોદી કોદી,
ભાનુ શશિ રશ્મિ પ્રવેશી શોધી;
શાખા મહીના જરી માર્ગને ને,
જોઇ, કથા આ સઘળી કહે એ. ૩

#### શિખરિણી.

અરણ્યે એકાન્તે કદી કદી ફરે એક નર કો,
પડે દૃષ્ટિ કો દી નવ કંઇ સદા દૃશ્ય બનતા;

ગ્રહે છે તે હસ્તે રમણીય અતિ બંસી મધુરી,
વગાડે, ગાયે છે, અનુપમ વહે ગાન લહરી. ૪

હરિગીત.

એ યુવક મુખથી લાગતો, તદપી નં યૌવન આશ છે,
યાચકરૂપે એ ભાસતો, તોયે ન ઉર અભિલાષ છે;
શું શોધતો? ક્યાં જાય છે? નવ ભાન પણ ગતિ મંદ ના,
નિજ ઉદ્યમે અતિ લુબ્ધ છે સંસાર શું તે જ્ઞાન ના. ૫

બંસી બજાવે, અટકી જાયે, મુખથી ગાન કરે અને
નિજ સ્વર થકી કે બંસી સુરથી મગ્ન દૈવી તે બને;
અજ્ઞાત રીતથી પ્રિય થયો વળી વનચરો ને યુવક એ,
જો સ્વર જરા કોઈ સુણે તો સર્વ તે સ્થાને વળે. ૬

વસંત.

વાયુ સુણી સુર ન લેશ હલી શકે છે,
વૃક્ષો સહુ શ્રવણ સ્તબ્ધ બની રહે છે.
એકાગ્ર ચિત્તથી કરે સ્વર મીઠડા તે,
અત્યંત ધ્યાન દઇ દે પશુ પંખીડાં એ. ૭

હરિગીત.

જે ભોગ્ય પંખી સમૂહ ભોકતા વનચરો તેઓ મળે,
એક જ પતિની આ પ્રજા જાણે લહી ભેગાં ભળે.
જે દુરથી પણ દેખતાં પશુ ત્રાસતાં ભય ધારીને,
તે માત્ર મધુરા સ્વર થકી બધું ભાન ભુલી જાય છે. ૮

વસંત.

નિર્દોષતા મહીં રહ્યા સઘળા ગુણો જો,
જો શુદ્ધતા થકી બને વળી શત્રુ મિત્રો.

ને જો પ્રભા સજીવ ઉપર આ પડે છે,
તો સત્યજીવ સુધી તે નવ પહોંચશે કે? ૯

### હરિગીત.

એ વિમળતા નિર્દોષતા નક્કી કરે દૈવી કૃતી,
ને મધુર સ્વરનું ગાન પણ દે મદદ કાર્ય મહીં અતી.
ચેતન ઉપર યદિ અસર ભિક્ષુક એઉથી આવી ઠરે,
તવ પરમ ચેતન સૂધી તો તે કાં નહી પહોંચી શકે. ૧૦

———

તા૦ ૧૫-૭-૧૦.

## તૃતીય આલેખન.

### આરસી-વિયોગ.

### હરિણી.

પ્રકટી નભમાં ચારુ ઉષા, પ્રભાવ પ્રકાશતી,
નિજ અમલને, આકાશે એ પુરો પ્રસરાવતી.
મનહર શ્રીથી ફેલાઇ તે નભે શુચીવર્ણથી,
ચતુર ચપળા જેવી દીસે, સુવર્ણ શું વસ્ત્રથી. ૧

### ઉપજાતિ.

સ્વામી પધારે, સમયે થયો છે,
આનંદ એ તો ઉભરી ગયો છે.
ઉષા કપોલે વિખરી ગયો છે,
ને તામ્રવર્ણે બની તે રહ્યો છે. ૨

### હરિગીત.

કિન્તુ હજી નવિના વધુની જેમ લજ્જા પામતી,
ઉષા હજી નવ પતિની સ્હામી હામ ધારી આવતી.
જેવો રવિ પતિ નિજ ભુવનથી ઉદય શ્રૃંગ પરે ચ્હડે,
તેવી તરત એ ભામિની મુખ ઢાંકી સંતાઇ જશે. ૩

### અનુષ્ટુપ્.

પતિ આવ્યો ઉષા ન્હાસી જેવી આકાશ વાસથી,
તેવી તે માનવીરૂપે, ઉદ્ભવી છે અવાસથી. ૪

### હરિગીત.

પ્રાસાદને એ શોભિતે ઝરુખે બિરાજી બાલિકા,
સૌન્દર્ય એ છે તે જ એ, ને એ જ દર્પણ હસ્ત હા!
અન્યોન્ય પ્રીતિથી નિહાળે હજી ન દૃષ્ટિ ખસી શકી.
પણ વિધિ તણો સંકેત જુદો અલ્પ પ્રાણીની શી ગતિ. ૫

### શિખરિણી.

ઉડી આવે વેગે, વન તરફથી પક્ષી મધુરું,
મીઠું મીઠું ગાતું, ગતિ પણ મનોહારી કરતું.
સુરંગી શોભીતું, નજર પડતાં ચિત્ત હરતું,
અતિ તેજસ્વી તે, કંઈ બળ નકી દિવ્ય ધરતું. ૬

### હરિગીત.

એ ઉડતું આવ્યું અને છે રાજમહેલ ભણી વળ્યું,
ને જયાં કુમારિ બેઠી હતી ત્યાં આવીને ઝરુખે ઠર્યું.
ભુલી બાલિકા એને નિરખતાં આરસી અભિમાનને,
એ વિહગમાં બની લુબ્ધ જોતાં તૃપ્ત લેશ ન થાય તે. ૭

### દ્રુતવિલંબિત.

"ગ્રહણ હું કરું પક્ષી નકી અહા!
અતિવ સુન્દર સ્તંભ તું પંખીડા!"
કરી વિચાર કુમારિ જરી ઉઠે,
કરથી દર્પણ તૂર્ત સરી પડે. ૮

### હરિગીત.

એ સરકતાંની સાથ પક્ષી ઉપરથી ઉડી ગયું,
ને તત્ક્ષણે એ સુન્દરીને સત્ય ભાન પુરું થયું.
ક્યાં આરસી? ક્યાં પંખીડું? આશું થયું ને શું કર્યું,
એ સર્વ સંકલ્પો થતાં ઉર યુવતિનું દુઃખે ભર્યું. ૯

### લલિત.

"અરર! આરસી! વ્હાલી ક્યાં ગઇ?
"તુજ પ્રિયા તજી ક્યાં જઇ રહી?
"તવ વિયોગથી મૃત્યુ મ્હારું છે,
"તુજ વિના હવે પ્રાણુ ધારું શેં? ૧૦

### શીખરિણી.

"ગુમાઇ તું ના! ના! ગુમ પણુ અરે હું ખરી થઇ,
"મરી તું તો ના! હું–મરી પણુ નકી આજથી ગઇ.
"જનારું તો કોદી મરી નવ જતું ત્યાગથી કરી,
"તથાપિ રેનારું મરી નકી જતું કષ્ટ બળથી." ૧૧

### ઉપજાતિ.

અધોગતિ થાય નકી જ એની,
તું તો હશે ક્યાંક નકી મજેની.
એ બોલતાં શુદ્ધિ ગુમાવી બાળા,
પૃથ્વી શીરે તે પડી દુઃખી જવાળા. ૧૨

તા૦ ૨૬–૭–૧૦.

---

## ચતુર્થ આલેખન.

### આરશી પ્રાપ્તિ.

### હરિગીત.

"આકાશમાં ઓ! ગહન કરતા વિહગ સ્તંભ જરી તું રે!
"હું આવું છું તુજ કાજ વ્હાલા! હૃદય મ્હારું ખેંચ્યું ત્હેં;

"વળી આત્મ મ્હારો જે સુષુપ્તી માંહી તે જાગ્યો તુંથી,
"તેથી જ મ્હારી આ ગતિ રે પક્ષી કાં સુણતું નથી." ૧

તોટક.

"મનની ગતિ ત્યાં વપુનું વધવું,
"જહીં જાય સ્પૃહા તહીં ત્હેનું જવું.
"મધુરા! મનહારી! ન ઉડ અરે!
"પ્રીતિની રીત શું સહુ જાણ્ય તું રે?" ૨

શાર્દૂલ.

રાત્રી પૂર્ણ ગઈ હજી દિન તણી થોડી જરાવાર છે,
ત્યારે આ સ્વર આવીયો વનમહીં જ્યાં ગાઢ અંધાર છે;
શબ્દો પાછળ વૃક્ષ યૂથ મહીંથી ગાનાર ભિક્ષુક તે,
ઉન્માદી બનતો ધસી નીકળીયો માનુષી ના મુખ તે. ૩

વસંત.

પંખી ઉડે ગગનમાં અતિ વેગથી ને,
ભિક્ષુ ધસે ભૂમિપરે ભ્રમ બુદ્ધિથી ને;
બંસી કરેથી પડીને થઈ નષ્ટ દીન,
તોયે ન લક્ષ કંઇ, યાચક શુદ્ધિહીન. ૪

હરિગીત.

પક્ષી ધસે અનુપમપુરી પ્રતિ ભિક્ષુની એ છે ગતિ,
ને જે અરણ્ય કદી તજ્યું ના, તે તજ્યું ઉન્માદથી;
શું મોહ કેરી અસર એવી, ભાન પણ રહેતું નથી?
ઇચ્છા કર્યાથી આ સ્થિતિ શું પ્રાપ્ત કરવી છે નકી? ૫

શીખરિણી.

ઉડી પંખી આવ્યું, નગર હદમાંહિ ઝડપથી,
પરન્તુ ભિક્ષુને વનપુરી તણું ભાન જ નથી;

ગયું પંખી બેઠું, ગુરુ ભુવનના ચારુ ઝરુખે,
નીચે માર્ગે ભિક્ષુ નજર નવ ત્યાંથી જરી ખસે. ૬

### હરિગીત.

આવ્યું અચાનક ઉપરથી કંઈ ભિક્ષુ ઝબકી જાગીયો,
બેહુસ્ત ધરતાં દિવ્ય દર્પણુ અંતરીક્ષથી આવીયો.
અજ્ઞાત જીજ્ઞાસા થકી એ લક્ષ દઈને નીરખીયો,
તે માંહીની પ્રતિમા નીરખતાં ભાવ અદભૂત ઉપજીયો. ૭

### મંદાક્રાન્તા.

ભૂલ્યો પક્ષી, વન વિસર્યું ને, વિસ્મૃતિ બંસિની એ,
ભૂલ્યો ક્યાં તે ? નગર ભુલીયો ના જનોને જુએ તે.
પ્રેમે દાબી હૃદય ઉપરે આરસી યાચકે તે,
દોડ્યો વેગે, નગર મહિથી, વ્હાલી વસ્તુ કરે છે. ૮

તા૦ ૨૭-૭-૧૦



# યોગી.

પંચમ આલેખન.

### ગરબી.

પર્વત સુન્દર અરણ્ય પુરી મધ્યે દીપે,
સ્થીર બની તે ધ્યાતો ઈશ્વરને દીસે.
તપ કરતાં શું દેહનું ભાન ભુલી ગયો ?
કાંકે વૃક્ષો જટા વધી, સહી તે રહ્યો. ૧

### હરિગીત.

એ ગિરિ પુરુષના છેક શિખરે રન્ધ્ર મુખરૂપ ભાસતું,
કો ઉંડી ગુપ્ત ગુફા હશે એવું નીચેથી લાગતું;
ત્યાં યોગી કોઇ મહાન વસતો માન્યતા પુરીમાં હતી,
કદી રન્ધ્ર દ્વારે દૃષ્ટિ પડતો, નગરમાં આવ્યો નથી. ૨

### વસંત.

સન્ધ્યા ખીલી નભ વિષે રમણીય જ્યારે,
બે માનવી ગિરિ ચ્હડે શી ત્વરાથી ત્યારે.
વેગેથી પહોંચી જઈને મુખ શૃંગ પાસે,
તે સ્વચ્છ દ્વાર સમિપે જઈ સાદ પાડે.　　３

### દ્રુત વિલંબીત.

"શરણુદાસ છીએ ઋષીરાજરે!
"સહુન કષ્ટ હુવે નવ થાયરે!
"પુરપતિ અતિશે ગભરાય છે,
"પતિ વતી હુમદાસનું કાર્ય છે.　　૪

### હરિગીત.

"યોગેન્દ્ર! કન્યા પુરપતિની વિપદમાં વિંટાઇ છે,
"એ ભોગ સર્વ તજી કરે હઠ, ગૃહ થકી પીડાઇ છે;
"રાજેન્દ્રને છે એક કન્યા, સકળ જગ એ ત્હેનું છે,
"નિજ આત્મ પણ પુત્રી મહીં, ધન જીવન એ રાજાનું છે.　　૫

### શાર્દૂલ.

"એ બાળા તણી આરસી પ્રિય અતિ જે પ્રાણથી વ્હાલી તે,
"હુસ્તેથી છટકી પડી ચ્હડી ગઈ કો ભિક્ષુને હાથ તે;
"ભિક્ષુ આ વનમાં વસે કદી મળે ના આરસી આપતો,
"કન્યા દર્પણ વિણ મત્ત બનતી ના પાર કો આવતો.　　૬

### ઝુલણા.

"પાંચ રાત્રી અને પાંચ દિન ગાળીયા, શાન્તિ પુરી મહીં ના જરી છે;
"આરસી માટ એ, પુત્રી કાજે પિતા, ભૂપ કાજે પ્રજા ના ઠરી છે;
"છે પ્રયત્નો કર્યા, વન મહીં શોધવા, લાવવા આરસી વિ વિધ જાતે,
"કિન્તુ ભિક્ષુ નહિ આપતો, આવતો સમિપ ના, ન્હાસી છુપાઇ જાયે.　　૭

### હરિગીત.

"તેથી કર્યો આદેશ ભૂપે યોગી સહાયજ યાચજો,
"ત્હેને નમી મુજ કાજ કહેજો, પુરી સમસ્ત બચાવજો."
એ વાક્ય પુરું થાય ત્યાંહિ કાન્તિમય નર સ્ફ્રથી,
શાન્તિથી આવ્યો "શુભ થશે વીર" ઉચર્યો મૃદુ સાદથી. ૮

તા૦ ૨૮-૭-૧૦.

---

## ષષ્ઠ આલેખન.

### યોગી ને ભિક્ષુક.

### હરિગીત.

"રે પુત્ર પ્રિય! જરી શ્રવણ કર, જરી શ્રવણ કર મ્હારું કંઇ,
"હું યોગી છું, નથી જન સમુહમાં, કષ્ટ કાંઈ દઇશ નહી.
"મુજ સ્વામી જગના તાતની આજ્ઞા થકી હું આવીયો,
"તુજ કાજ બેટા! ભેટ સુન્દર એક આ હું લાવીયો." ૧

### શીખરિણી.

અરણ્યે એકાન્તે, તરુતણી ઘટામાં દૂર જરા,
ઉભો ભિક્ષુ ત્હેને, ઋષી અતિ પ્રીતે બોધ કથતા.
નિહાળીને ત્રાસે મૃગ જ્યમ બલી વ્યાઘ્ર ભયથી,
અરે! ત્રાસ્યો ભાસે ત્યમજ યતિથી ભીક્ષુ દુરથી. ૨

### અનુષ્ટુપ્.

કિન્તુ યોગી તણી દૃષ્ટિ દિવ્ય છે, મુખ દૈવી છે,
તે બળેથી ન ભિક્ષુને ત્યાંહિથી ખસવાજ દે. ૩

### ઝુલણા છંદ.

હે શિશુ હું વસું વન, પુરી મધ્યમાં યોગીના નામથી ઓળખાતો,
સ્વાર્થ ના, જગ મહીં કાંઇ મુજને રહ્યો ના કદી હું પુરી માંહી જાતો.
માત્ર એકાન્તમાં ઈશનું ધ્યાન હું અહરનિશ ધારતો મૂર્તરૂપે,
શ્રુતિ શતે રૂપ જે વર્ણ્યું જગ તાતનું તે થયું દૃશ્ય મુજ હૃદય મધ્યે. ૪

વસંત.

ને પ્રેમ કાંઇ પ્રકટયો ઉર માંહિ દિવ્ય,
એ પ્રેમની અસરથી થઇ અક્ષી દિવ્ય.
હું પ્રેમ પાત્ર વિણ ના નિરખું કશુંને,
દૃષ્ટિ ઠરે તહિં નિહાળું ઉરે ઉભો જે. ૫

હરિગીત.

એ પ્રીતની લેવા પરિક્ષા મ્હેં લીધી શુભ આરસી,
એ ઉપર દૃષ્ટિ ઠેરવી પ્રતિમા ઉતારી નાથની;
મુજ હૃદયની એ પ્રેમ મૂર્તિ દર્પણે ચિત્રિત થઈ.
ને તે દિવસથી પ્રેમની ખુબી! બાલુડા! મ્હેં છે લહી. ૬

શાર્દૂલ.

છે ત્હારા મહીં શ્રેષ્ઠ ઉચ્ચ ગુણ બે જે પ્રિય છે ઇશને,
ત્હેના ઉપર મોહિને પ્રભુજી, એ આ કાર્ય સોંપે મ્હને;
આજ્ઞા છે મુજને જગત્ પતિ તણી આ મૂર્તિ દેવી ત્હને,
પ્રેરે છે મુજને વળી તુજ ગુણો, તો મૂર્ખ તું કાં બને? ૭

હરિગીત.

દૈવી વિશુદ્ધિ તુજ મહિં નિર્દોષતા સખીરૂપ છે,
ને દિવ્ય ગાન કળા ભરી તે ઇશ કૃપા અનુરૂપ છે;
જેવે પ્રકારે પ્રેમનું સિદ્ધાન્ત મ્હેં છે સ્થાપીયું,
ત્હેવું જ ત્હેં સંગીતને ને શુદ્ધિને પદ આપીયું. ૮

અનુષ્ટુપ્.

"પ્રભુના હે કૃપાપાત્ર! માત્ર ત્હારો વિલંબ છે,
"ભેટ મૂર્તિ રહી આંહિ, શું ન તું રે નિશંક છે." ૯

* * * * * *

---

## સપ્તમ આલેખન.

### પ્રભુની પ્રતિમા.

હરિણી.

યતિ વદનના છેલ્લા વાક્યે અપૂર્વ કરી ગતિ,
અતિ ત્વરીત તે, ભિક્ષુ દોડ્યો, શુચી ઋષિની પ્રતિ;
પતિ કર થકી, જીજ્ઞાસાથી, ઝુંટી લીધી ભેટને,
નિરખી પ્રતિમા, હસ્તે ઝાલી, સ્વનેત્ર ઠરાવીને. ૧

હરિગીત.

ને જેવી દૃષ્ટિ એક થઇ કે દીવ્ય અસર કંઇ થઇ,
એ યાચકે ફેંકી ભૂમિપર મૂર્તિ જે પહેલાં ગ્રહી;
શું દિવ્ય, ને પ્રાકૃત શું, એ ભેદ ઉરમાં ખુલી ગયો,
શું ગ્રાહ્ય, શું છે ત્યાજ્ય, યાચક ક્ષણુ મહીં સમજી ગયો. ૨
જે નિત્યમાં રહ્યું સત્વ ત્હેનું સત્ય તેજ પડ્યું અને
એ તેજનો આનંદ અનુપમ અનુભવ્યો તે ભિક્ષુએ
તમથી પ્રકાશનું મૂલ્ય; કષ્ટથી સુખની કીંમત થાય છે
અજ્ઞાન, વૃદ્ધિ જ્ઞાનની એ શુદ્ધ બુદ્ધ જ થાય છે. ૩

તોટક.

પ્રભુની પ્રતિમા ગ્રહી હસ્ત વિષે,
બીજી મૂર્તિ પ્રતિ ન નિહાળી મિષે.
"શુભ ઇચ્છકનું શુભ થાય" કહી,
ઝટ ભિક્ષુ ફર્યો વન વૃક્ષ મહીં. ૪

તા૦ ૧૪-૮-૧૦

---

## પ્રસાદન.

દ્રુતવિલંબિત.

સખીરી વ્હાલી પ્રસાદ કરો કરો,
નયનમાં અમિને ફરીને ભરો;

અતિવ કોપ જરા અળગો કરો,
હૃદયમાં કંઈ તો કરુણા ધરો. ૧

હરિગીત.

રે ! બોલરે ! પ્રિય વ્હેની કયમ તું આમ મુજથી રીસાય છે !
વિણ વાંક શાને કાજ અતિશય આમ તું કોપાય છે !
તુજ સંગમાં આનંદ મુજ, લહે એ છતાં આ શું કરે !
તવ આશ્રયે છે જીવન મુજ, સમજી દયા ના કાં ધરે ? ૨

ઉપજાતિ.

આગે કદી રોષિત થા'તીતી જો,
માની ફરી તત્ક્ષણ જાતી'તી તો.
ભાનુ સમક્ષે છુપી જાતિ'તી જો,
ઇન્દુ સમક્ષે ફરી આવતી તો. ૩

અનુષ્ટુપ્.

રાત્રીમાં રોષ ધારે તો, પ્રભાતે વ્હેલી આવતી,
દિને કોપીત થાતી તો, નિશામાં આવી ભાવતી. ૪

હરિગીત.

હું વિવિધ યત્ન કરું મનાવા લેશ ફળીભૂત થાતી ના,
તુજ મુખ મધુરું લેશ પણ મ્હારાથી તો દેખાય ના.
હું પુષ્પ સુન્દર માળ ગુંથવા ભેટ કાજે લાવુ છું,
તો દુરથી તુજ નેત્રથી અપમાન નિત્ય હું પામું છું. ૫

શીખરિણી.

વળી લાવું પ્રેમે, રમત રમવા સંગ્રહ બધો,
પુરી દેખે ના ત્યાં, ત્વરિત ઉઠી ન્હાસી જતી તું તો;
કદી હર્ષે આણું, મધુર મધુરું ભોજન હું તો,
મુકી નેત્રે હસ્તો 'ખસ, ખસી અરે જા" વદ તું તો. ૬

### તોટક.

નિરખી કદી લેશ ઉમંગી ત્હને,
શુચી સેવન સામન આણું કને;
બધી વૃત્તી ઉમંગી દુઃખેથી ફરે,
નયનો થકી અશ્રુ અતીવ ઝરે. ૭

### હરિગીત.

શું જન સમુહના પ્રશ્નથી નારાજી તુજમાં આવી છે!
શું પ્રિય પિતાના ત્રાસથી ત્રાસેલ તું તો હાવી છે?
શું સખી–પતિના કોપના ભયથી તું હાવી થઇ અરે?
રે બોલ લેખન શક્તિ મ્હારી! કહે મ્હને કારણ ખરે. ૮

### દ્રુતવિલંબિત.

સખીરી વ્હાલી પ્રસાદ કરો કરો,
નયનમાં અમિને ફરીને ભરો.
અતિવ કોપ જરા અળગો કરો,
હૃદયમાં કંઇ તો કરુણા ધરો. ૯

---

તા૦ ૧૬–૫–૧૦.

## શ્વેત જ્વાળા.

### હરિગીત.

અશ્રુથી અંધ થતાં નયનસહ જે નહિ ભોજન જમ્યું,
અથવા ન જેણે રાત્રીમાં અતિ રુદનથી ઉર ઠલવીયું.
નિજ આત્મ ઉભરો ખાલી કરી શૈયા ભીંજાવી દુઃખથી,
ફરી આદર્યું નહિ કટુ જીવનનું યુદ્ધ જેણે કષ્ટથી. ૧
ત્હેને નથી જરી જ્ઞાત સાચો હર્ષ જે ભયને જીતે,
ત્હેને નહી કદી જ્ઞાત જે આનંદ દુઃખ પછી મળે.
એ હર્ષ જાણે ઘોર અન્ધારા મહીંથી આવતો,
આત્મા તણા દુઃખ માંહિથી ભયધારી ડોકાં કહાડતો. ૨

જાણે રખે કો ગ્રહણ કરશે બ્હીકથી ધ્રુજી જતો,
ભયભીત ન્હાના બાળ સમ એ દૃશ્ય થાતાં ચમકતો,
ને શાન્તિ દેખી સમીપમાં નવ લક્ષ રહેતું સ્વપ્નનું,
સુખ સ્વસ્થતા છે પ્રાપ્ય તોપણ ગમન તો ભયનું ભર્યું. ૩

આ દૈવી દાન મળે જ ત્હેને માત્ર જે દુઃખથી દબ્યું,
ને કષ્ટના બોજા તળે શીર જેહનું નીચું નમ્યું.
એ દુઃખના દાવાગ્નિમાંથી મુક્ત જ્યારે થાય તે,
ત્યારે જ ત્હેને વર્ણવેલો હર્ષ પ્રાપ્ત જ થાય છે. ૪
બે હસ્તથી આલિંગવા ને ઉરની ઉર્મિથી ભેટવા,
એ જાય દુઃખ ત્યાં વસતું ને જન્મેલ છે નવી આશા જ્યાં.
ને એજ નિરખે કષ્ટ રૂપ ઘનઘોર વાદળને જતાં,
ને ફરી નિહાળે એજ રશ્મિ સુખ રવીની આવતાં. ૫

તા૦ ૮-૯-૧૦

## ઉદાસીનતા.

### હરિગીત.

રે મુજ હૃદય શ્રમને નિરાશાથી પુરું ભરપુર છે,
ને શરીર પણ એ અનુભવે, તે વૃત્તિથી નવ દુર છે.
નવ માત્ર મન ને દેહ, કિન્તુ અસર આત્મ લગી ગઈ,
વૃત્તિ ઉદાસ બધી રીતે આ જીવનની તો છે થઈ. ૧

મુજ વૃત્તિ જે ઉત્સાહની તે યુદ્ધ કરવાને મથે,
ને જીવન રસ ફળ ઉર્મિ સર્વે સ્હામી થઈ શુરે કથે.
કિન્તુ નથી કંઈ વિજય ત્હેનો યત્ન નિષ્ફળ સર્વ છે,
જે વૃત્તિ સ્હામી તે બધી ઉર ઉપર તો ફાવેલ છે. ૨

આત્મા તણા કિલ્લા રૂપી મન ઘેરીને બેઠેલ છે,
ને બ્હારથી વિધવિધ પીડાઓ આપવા માંડેલ છે.
જો યત્ન એ વધુ ચાલશે તો તો પરાભવ છે અરે,
મુજ આત્મ કેદી થઈ જશે, ના છે ઉપાય હવે ખરે. ૩

અનુષ્ટુપ્.

ચોગ્ય શું છે દશા આ તે! પ્રભુનાં પ્રિય દાસને,
નાસ્તિકોની નિરાશાનો આસ્તિકે કેમ વાસ છે? ૪

વસંત.

" આશા ભર્યાં પ્રભુ જનો " કહે શિષ્ટ સર્વે,
" કાર્યો પ્રભુ નિમિતથી કરવાં ઘટે છે.
" ઉત્સાહ તો ઈશની શક્તિ વડે રહે છે,
" આનંદ તો સ્મરણથી શુચી સાંપડે છે. " ૫

હરિગીત.

ત્યારે શું હું એ સર્વ દાનની પ્રાપ્તીમાં કમભાગી છું!
સાત્વિક થવા ઈચ્છા ધરું તે તમ મહી શું ભાગી છું!
વૃત્તિ ઉદાસીન ધારવાથી કર્મ પણ ચુકી જઈશ હું!
તો શું થશે! પ્રભુ શું થશે? કરુણા ન શું ધારીશ તું! ૬

તા૦ ૧૬–૯–૧૦

---

# મ્હારી મૂર્તિઓ.

હરિગીત.

આ જગતના દેવો બધા રે! શક્તિ હીન કેવા અરે!
ને તેથી પણ શક્તિ હીણી છે ત્હેમની સેવા ખરે?
વળી તે થકી વધતી બનાવી શક્તિ હીન ત્હેણે મ્હને!
તે સર્વના સેવન પૂજન ભક્તિની પ્રાપ્તી આ મ્હને? ૧

અનુષ્ટુપ્.

હતી હું ભક્ત પહેલાં તો, વિશ્વના ત્રણ દેવની,
અરે! કેવી નિરાશારે, પ્રાપ્ત તે થકી તો થઈ. ૨

હરિગીત.

" કુદરત તણા સૌન્દર્ય " ઉપર પ્રથમ મુજ ભક્તી હતી,
ને અસલ હું એ દેવનું પૂજન અતિ કરતી હતી.

ચારુ ભૂમિ સુંદર તરુવર, તારલાથી નભ ભર્યું,
મધુરી સરીતા પ્રબળ સિંધુ, પ્રથમ ત્યાં મુજમન ઠર્યું. ૩

### તોટક.

પણ દેવ ન એ મુજ ભક્તિ લહે,
મુજ ઉર્મિનું મૂલ્ય ન આંકી શકે.
યદિ હું રડું તોપણ પુષ્પ ખીલે,
યદિ હું હસું તોપણ મ્હોર ખરે. ૪

### હરિગીત.

મ્હેં હૃદય હીન તે દેવને ત્યાગ્યો અતિ કોપિત બની,
હું તેથી વ્હડતા ઉચ્ચ દૈવી દેવની શોધે ગઈ.
ને સર્વ જગત મુખે ગવાતો દિવ્ય દેવ મ્હને જડ્યો,
"કીર્તિ" મહા એ નામથી બહુ જ્ઞાત એ તો છે થયો. ૫
"કુદરત તણા સૌંદર્ય" પેઠે તે ન નજરે આવતો,
એ કલ્પનાની ભૂમિ પરરે! માત્ર દૃષ્ટિ એ થતો.
પણ ઓ અહો! એ ત્રાસ નિરુત્સાહ કેવો આપતો,
એ સ્વાર્થી જગમાં સ્વાર્થી જનને માત્ર તે તો ભાવતો. ૬

### વસંત.

અન્તે ગઈ ત્વરીત હું કંઇ અન્ય સ્થાને,
શાન્તિ ભર્યો મધુર "માનવ પ્રેમ" જ્યાં છે.
વિશ્રાન્તિ કાજ વળી જીવન ગાળવા ત્યાં,
વિશ્રાન્તિ હા! નિરખજો! મળી શાન્તિ શું ત્યાં! ૭

### લલિત.

પ્રથમ દેવ બે "કીર્તિ" "ચારું" તે
તુજથી તો વ્હડે ક્રુર દેવ એ
યદિ હશેજ બે નાશવાન તે
યદિ અશક્ત તે પૂર્ણ તો હશે. ૮

તદપી બેઉ તે કુંદને બન્યા
નિચ! બન્યો તું તો પત્થરે અહો!
વિણુ વિલંબ તું ફેરવાય છે
ક્ષણુ મહિં અરે! શીત થાય છે. ૯

### હરિગીત.

પાષાણુ પેઠે હૃદય સાથે ક્રુર તું અથડાય છે,
ને ત્યાં અરે ત્યાં દુઃખ દારુણુ અર્પીને તું જાય છે.
હા સર્વ દેવો સર્વ એ દંભી અરે ભુલી હું એ,
ને સર્વનું સેવન હવે તો ત્યાગી દીધું છે ખરે. ૧૦

### તોટક.

હજી એ સહુ પૂર્ણ ઘસાય તહીં,
સ્વર કાંઈ સુણ્યો મુજ ઉર મહીં.
અતિ પ્રેમથી તે મુજને કહે છે,
"મુજ પુત્રી! મ્હને તુજ હૈયુંજ દે." ૧૧

### હરિગીત.

ઓ જગતના પતિ લ્યો ત્હમે મુજ ઉર અર્પું હું પ્રીતે,
છો આદિ દેવ ત્હમે અને સૌંદર્યના નિધિ સહુ વિધે.
ને નાશહીન પ્રીતિ સમૂહ રૂપ પ્રકટ નિત્ય રહો ત્હમે,
ત્યાં અન્તવત "સૌંદર્ય" "કીર્તિ" "પ્રેમ"નું શું તે બને? ૧૨

---

તા૦ ૨૫-૧૦-૧૦.

## સ્નેહીની આકાંક્ષા.

### હરિણી.

"વચન તુજ આ વ્હાલી બાળા! ખરેખર ધન્ય છે,
"મુખથી સરતું ન્હાનું વાક્યે અનુપમ ધન્ય છે;
"નથી જગતમાં હું જોતોરે પ્રતિ ફળ ધન્ય છે,
"તુજ પ્રીતિ થકી સ્તંભ્યો હું તો, મ્હને પણુ ધન્ય છે. ૧

હરિગીત.

"પ્રિય સુન્દરી યદિ આ પળે વૈકુંઠથી પ્રભુ ઉતરે,
"ને સંગ તેડી જવા પિતાજી બાળ પ્રતિ કંઇ ઉચરે.
"તો ઇશને પણ કહું રહો હું હાલ આવી શકું નહીં,
"જે આત્મ મુજ આધારપર શું ત્યાગું ત્હેને હું કંઈ?" ૨

તોટક.

"અથવા વિધિ વેગ ન રોકી શકું,
"મરીને પણ તો તુજ કાજ ટકું.
"પ્રભુનાં જનમુક્ત થશે કહે છે,
"પ્રભુ ધામ મહીં વસશે કહે છે. ૩

હરિગીત.

"તો મૃત્યુવશ થઇ હું પ્રભુના નિત્ય ધામ મહીં જતાં,
"અટકીશ વીરજાને તટે તુજ રાહ મધુરી નિરખતાં.
"યદિ દીર્ઘ કાળ ગુમાવવો પડશે નહિ ગણકારું હું,
"તુજવીણ શુચી એ ધામનું સુખ સ્વલ્પ બાલે માનું છું. ૪

વસંત.

"ને જે સમે જગત ત્યાગી તું આવશે ત્યાં,
"આનંદ દિવ્ય તવ, છાઈ જશે નકી હા.
"હા! હા! મળીશું શુચી એ સરિતા તટેને,
"ત્યાંથી પછી જશું પ્રિયે! પિતુના ગ્રહેરે. ૫

હરિગીત.

"જે પ્રેમ સુખ ઇચ્છેલ જગમાં તે તણો અનુભવ થશે,
"જે શુદ્ધતા ચાહેલ તે ત્યાં પ્રાપ્ત સ્વાભાવિક થશે.
"સરિતા મહીં કરી સ્નાન જઇશું દિવ્ય દેહો ધારીને,
"પ્રિય બાલિકા! પ્રભુ ધામમાં જ્યાં પ્રેમની બલિહારી છે." ૬

તા૦ ૩૦-૧૦-૧૦

---

## મૃત્યુદ્વારા જીવન.

### ગરબી.

(આસો માસે શરદ પૂનમની રાતજો—એ રાગ.)

મ્હારા કર્ણો મૃદુ સ્વર સુણતાં બંધ છે,
મ્હારા અધરો શબ્દ ઉચરવા મંદ છે.
કર્ણ અને જીહ્વા જવ કાર્યે ના ચ્હડે,
ત્યારે મ્હારા આત્મા! ક્યાં તું આથડે! ૧

"હું તો કાળ સરિતાપર ફરતો હતો,
"મનુજ અશ્રુથી શ્યામ વર્ણ જેનો હતો;
"ત્હેના તરંગપર મ્હેં મુજસ્વર નાંખીયો,
"અને ત્હેમણે સ્હામો ઉત્તર આપીયો. ૨

કહે આત્મ મુજ! કહે તરંગો શું વધ્યા,
કહે ત્હેમના સ્વર ત્હેં શા શા સાંભળ્યા;
"કટુ! કઠોર! ઝનુની! હા! સર્વે હતા,
"નષ્ટ વસ્તુ સહ યુદ્ધ અરે! કરતા હતા. ૩

ને આત્મા મમ! તટપર દર્શન શું...હતું?
કહે! કહે! તટ ઉપર શું દેખાતું તું?
"એક જોડલું શાન્ત સ્તબ્ધ બેઠું તહિં,
"અને વસે એ અનંત કાળ સુધી તહિં. ૪

આત્મા મ્હારા! સત્વર સત્ય મ્હને કહે,
કહે બધી ઝટ યુગલની વાત મ્હને હવે;
"એકે વપુપર શોક વસ્ત્ર ધાર્યાં બધાં,
"અન્યે તકલાદી શોભીત ધાર્યાં હતાં. ૫

"તકલાદી વસ્ત્રોધર સ્ત્રી ચારુ હતી,
"મોહક આકર્ષક તે તો પુરી ભાસતી;
"સહસ્ર રંગથી રંગીત વસ્ત્રો તેણીનાં,
"તદપિ છાયો શ્યામ વર્ણ તે સર્વમાં. ૬

“એક તરફથી સુન્દર કેશ ગુંથ્યા હતા,
“બીજી બાજુ પેલા તે ઉડતા હતા.
“અતિ ત્વરાથી મુખનો વર્ણ ફરે જતો,
“ક્ષણે લાલ, તો ક્ષણે શ્વેત, પૂરો થતો. ૭

“અને જદા એ પૃથ્વી પ્રતિ જોતી હતી,
“ધારું છું એ હર્ષ થકી અતિ ઓપતી.
“અને જદા એ ગગનની ભણી નિહાળતી,
“તદા અશ્રુથી અક્ષીં ત્હેની ભીની થતી. ૮

“ત્હેણે કરમાં દર્પણ એક ધર્યો હતો,
“એ પણ કંઇ આનંદદાયી ન્હોતો થતો.
“યદિ ત્હેનું સૌંદર્ય ક્ષણે થતું દૃશ્ય ત્યાં,
“પલક મહિ ત્હેના શ્વાસે ભુસાતું હા! ૯

“વીણા પડી’તી ત્હેની છેક સમિપમાં,
“કિન્તુ વીણાનો નેતા તો નહોતોજ ત્યાં.
“રાજવંશીનો મુકુટ પડેલો હા તહિં,
“ઘુવડે બાંધ્યો તો માળો જેની મહિં. ૧૦

“યોદ્ધાની અસિ વળી દૃશ્ય થાતી હતી,
“વિણ ઉપયોગી, કાટ અતિ ખાતી હતી.
“કવિનો દીપ જણાતો ત્હેની પાસરે,
“પણ ઓ પ્રભુ! ક્યાં ગયો ત્યાંથી પ્રકાશરે!” ૧૧

ને આત્મા મુજ, વદ’! ત્હેં પ્રશ્ન કર્યો શું તે?
અદ્‌ભૂત એ બાળાને પૂછ્યું શું કહે!
“ પૂછ્યું મ્હેં અશ્રુનું કારણ શું કહે,
“ પ્રશ્ન કર્યો રે બાળા! નામ મ્હને કહે. ૧૨

“ નૃપ કાજે સિંહાસન રચ્યું મ્હેં તે વદી,
“ ને એ નૃપતો ગયો ચિતામાંહી બળી.

" અને કાષ્ટના કીડાએ પુછ્યું નથી,
" રાજવી કે સેવક પદવી ત્હેની હતી. ૧૩

" દિવ્ય વાણી ઉપજાવી મ્હેં ત્હેણે કહ્યું,
" દૈવી વિચારો જ્યાંથી નીકળે " મ્હે ચહ્યું.
" નીકળ્યા તે અતિ ગર્જી અને પ્રસરી રહ્યા,
" સર્વ દિશાના વાયુમાં ફેલી ગયા. ૧૪

" કિન્તુ આહ! તે દૈવી વાણી " એ વદી,
" સદા સારુ બની શાન્ત માટીમાં ગઈ મળી.
" વધુમાં વળી સુહૃદોએ પણ છળ બહુ કર્યું,
" ને શત્રુઓએ તો બધું બળ વાપર્યું. ૧૫

" ઉરકો અભ્યાસીનું પોષ્યું બોલી તે,
" પણ તે ઉરહા! વિનાશ વંત જણાયુંરે.
" રે! ઓ! બળી એ ભસ્મિ ભૂત થઇ ગયું,
" અને જંગલી વૃક્ષ તહિં કો ઉગીયું. ૧૬

" સુખી જીવન બહુ શરુ કરાવ્યાં મ્હેં કહ્યું,
" દુ:ખથી સર્વ ભરાયાં અન્તે એ લહ્યું.
" લગ્ન તણા શુભ વાદ્ય વગાડ્યાં કિન્તુ હા,
" નાશ સર્વનો નાશ " રડી વદી બાલિકા. ૧૭

" બોલી તે " મુજ નામ જીવન કહેવાય છે,
" વદતાં અતિશય હસી રડી ગભરાય તે.
" તેજ સમે જે અન્ય બેઠી'તી કન્યકા,
" વસ્ત્ર રહ્યું મુખ આડું તે ઉચક્યું અહા. ૧૮

" હા! હા! ઉચક્યું વસ્ત્ર વદનનું તેણીએ,
" અને હિમ શ્વાસ ભર્યો હા એણીએ.
" એ શ્વાસે અંતર મુજ અતી કમ્પી ગયું,
" મૃત્યુ નામ ત્હેનું એ શ્વાસવડે લહ્યું. ૧૯

"અહા ઊંચી કરી શાંત ભ્રમર તે નારીએ,
"મુજ પ્રતિ એના શુદ્ધ સ્મિતેથી નિહાળીને.
"એ સ્મિતથી મુજ અંતરના ઊંડાણમાં,
"મુજ અવિનાશપણું આવ્યું પુર ભાનમાં. ૨૦

"ત્હેણે કહ્યું છે હસવું મ્હારું હેતુથી,
"જોઇ હસું તું કેમ રડે નિશ્વાસથી.
"કારણ જે તુટવાનું તે તૂટી જશે,
"નાશવાન સર્વેનો નાશ થઇ જશે. ૨૧

"વિકારી વસ્તુ અવિકારી કયાંથી બને,
"જડથી બનતી દેહ નિત્ય કયાંથી રહે.
"રાત્રીએ શું સૂર્ય પ્રકાશ કદીય દે,
"અથવા યશ શિખરે શું કોઇ સદા ટકે. ૨૨

"જે જે આત્મા મુક્ત થવું નિત્યે ચહે,
"તેણી વદી હું મુક્ત કરું તે આત્મને.
"નૃપ જે મરીયો કીટ ત્હેને નહી ખાયરે,
"અવિનાશી જીવ ત્હેનો મુક્ત જણાયરે. ૨૩

"બોલી તે કે વિદ્યાર્થીનું ચિત્ત તો,
"દેહરૂપ કારાગ્રહ સંગે નિત્ય તો.
"લ્હુડતું ત્હેને બંધ મુક્ત મ્હેં છે કર્યું,
"અને તે મહીં સત્યનું તેજ પછી ભર્યું. ૨૪

"વળી વદી તે સુખી જીવન જે વિશ્વમાં,
"આરંભાયાં અને ટકયાં પાછાં ગયાં.
"તે સર્વેને મૃત્યુથી હર્ષ વધુ થયો,
"જીવન થકી અધકો યશ મૃત્યુનો લહ્યો. ૨૫

"અને તેણીનો વદતાં સ્વર ધીમો પડયો,
"તેમ તેમ સરિતાનો સાદ વધે ગયો.

"તે પછી મ્હેં પણ કાંઈ અન્ય દીઠું નહીં,
"માત્ર, તરંગો, જે અથડે તટને જઈ. ૨૬

બોલ! બોલ! મુજ આત્મ હવે મુજને કહે,
તું બોલ્યો શું અદ્ભુત આ યુદ્ધ જોઈને.
"મ્હેં કહ્યું "જીવન તે તો મૃત્યુ માત્ર છે,
"ને કહ્યું મૃત્યુ એકજ જીવન ઉપાય છે." ૨૭

---

તા૦ ૬-૧૨-૧૦.

## શાન્તિ.

### હરિગીત.

સહુ શાન્ત રહો મમ પ્રિય સુહૃદ સહુ શાન્ત શાન્ત પુરાં બનો,
એ શાન્તિ દેવી મુજ સમીપ આવે ન તે શું કંઈ ગણો?

* * * *

રે દેવી! દેવી! આવ્ય વ્હેલી આત્મ એક અધીર છે,
સર્વે ત્રિતાપથી તપ્ત તે તુજ કાજ તૃષ્ણ અધીર છે. ૧

### દ્રુત વિલંબિત.

મૃદુ મૃદુ કંઈ ગા, પ્રિય દેવી હે!
તુજ સ્વભાવનું દાન કંઈ તું દે.
ઝુલ મહિં ઝુલતા શિશુ જેમ હું,
મધુર હાલરડું ઝટ માગુ છું. ૨

### હરિગીત.

નથી જનની મ્હારે, દેવી ઓ! ગાવા કંઈ ગીતો મીઠાં,
નથી માત મ્હારે, શાન્તિ હે! હાલેરડાં ગાવા મીઠાં.
પહેલાં હતી, પણ તે સમે અજ્ઞાન હું પુરી હતી,
ગીતથી થતા આનંદને તે વેળ લેશ ન સમજતી. ૩

વસંતતિલકા.

એ હર્ષ હું સમજાતાં શીખું ત્હેની પહેલાં,
મેં દિવ્ય નેત્ર ઉરનાં ઉઘડયાંની પહેલાં.
ગાતી મધુરી જનની ઉડી આંહીથીને,
થાતાં અલોપ કરી જાગૃત વૃત્તિઓને. ૪

અનુષ્ટુપ્.

પ્રાપ્ય વસ્તુ વિના જ્ઞાને, ગુમાવી જ્ઞાન જે થતું,
વારિ જોઈ તૃષા વેઠી મરે તે સમ લાગતું. ૫

હરિગીત.

કિન્તુ નહી મુજ સ્વામી સાચો ઇશ પૂર્ણ દયાળુ છે,
મુજ સમ દુઃખિતને કાજ કંઇ પણ બાકી તોયે રાખ્યું છે.
પરમાર્થી જન ત્હારાં સમાં જગમાં કંઇ કંઇ છે મૂકયાં,
જે દુઃખી ઉરોને સ્વસ્થ કરવા કાર્યમાં નથી હજી ચુકયાં. ૬

*　*　*　*

રહો શાન્ત હા હું શ્રવણ કરું છું શાન્તિના મધુરા સ્વરો,
એ છેક સમિપે આવી ગાયે હાલ-શા મધુરા રવો.
ને શાન્તિ તે મુજ સંગ શાન્તિ ધારી વાતો આદરે,
કંઈ શબ્દ પણ ઉચર્યા વિના તે વાત મ્હારાથી કરે. ૭

---

## તર્કદ્વારા આનંદનો ઉપદેશ.

હરિગીત.

હું ધારું છું આપણ સહુ અત્યંત તકરારી છીયે,
પ્રભુ એ રચેલા ચારુ જગના નિત્ય ફરીયાદી છીયે.
આતુર અતિશે બની અને પુકાર કરતાં આપણે,
સંતોષ લેશ ન ધારતાં, અસ્વસ્થ સર્વે માનવે. ૧

## એકત્રીસો સવૈયો.

હા! એ સહુ તકરાર ખરી યદિ અન્ય આશ નહિ હોત જરી,
હા! જો બીજું ઉત્તમ સુખ નવ હોત પ્રાપ્ય તો બુમ ખરી.
આ પૃથ્વીના ગોળાની ઉપરાંત કશું નવ હોત યદી,
આ ભૂરા નભની પાછળ પણ પૂર્ણ સર્વ થતું હોત યદી. ૨

## હરિગીત.

તો તો જરૂર એ ધ્યાનને બેભાન આપણ થાત હા!
તો તો વિચારો વિવિધ આવી ત્રાસદાયી થાત હા!
શું જીન્દગી? શા કાજ જીવવું? આત્મ શું ને મૃત્યુ કાં?
એ સર્વ સુખદુખના વિચારોથી મુઝાઇ જાત હા! ૩

## એકત્રીસો સવૈયો.

કિન્તુ નથી તેવું કંઇ ને છે વિશાળ ક્ષેત્ર મનુજ કાજે,
આશાઓ બીજી ધરવાને અગાધ સ્થાન સહુ માટે.
તો પછી શું એ યોગ્ય ગણાયે પુકારીને તકરારી થવું?
થોડા કાળની ખોટ ખામી કાજે શું ઘટતું આ રડવું? ૪

## હરિગીત.

ઓ દીન ઉર! ઝટ શાન્ત થા! ને સ્વસ્થ બનીને આજથી,
આનંદી પંથી જેમ તું પંથે વિચરજે હાલથી.
તુજ જીવનરૂપી માર્ગમાં મધુરાં ગીતો અતિ હર્ષથી,
–ગાઈ અને પંથે જજે તું ત્વરિત પગલે ગર્વથી. ૫

## એકત્રીસો સવૈયો.

યદિ કદી હોય કટુ ભોજન તુજ માર્ગ તણા ભોજન ગૃહમાં,
યદિ હોય નવ રક્ષિત પુરો નહિ સગવડતા મારગમાં.
તો શું? તો શું? કશું નહિ, ઉચ્ચાર માત્ર તું આ કરજે,
"પ્રભુ! પ્રભુ! ઉપકાર માનું તવ, કારણ ટુંકો પંથ જ છે." ૬

---

## વિશ્વેશ સમાન કોણ ?

ગરબી.

પુછ્યું ધીમે મ્હેં તેજસ્વી ભાનુને જો,
પ્રશ્ન કર્યો "શું તે પ્રભુની સમાન છે જો.
અતિ ઉચ્ચ દિવ્ય શ્રમ રહિત જ્યોતિ તું જો,
આપ્ય તાપ, તેજ, જીવન, ઇશ તુલ્ય શું જો. પુછ્યું. ૧

ગરુડ પક્ષી પણ નિરખી શકે તુજ પ્રતિ જો,
મેઘ મંડળ રોકેજ રશ્મિની ગતિ જો.
યોગી માપી શકે ત્હારું કદ હે રવી જો,
વળી વર્ષ જતાં નાશ પામ્ય તું નકી જો. પુછ્યું. ૨

તેથી નથી પ્રભુ તુલ્ય રવી તું કદી જો,
કોઇ રીતથી ન તૂલના જરી થતી જો.
પુછ્યું પાછું મ્હેં દાતા દેવી ભૂમિને જો,
પ્રશ્ન કર્યો "શું તું પ્રભુની સમાન છે જો.
હર્ષ, સૌંદર્ય, આદિ તણી માત તું જો,
જન્મદાન દેતી તું તે ઇશ તુલ્ય શું જો. પુછ્યું. ૩

કીટ નાશ કરે સર્વ તવ કૃત્યનો જો,
ત્હારી મૃદુતા ઘસાય કટુ કાટથી જો.
ત્હારી શક્તિ પણ અન્ત વન્ત ભાસતી જો,
તેથી નથી પ્રભુ તુલ્ય ભૂ! તું લાગતી જો. પુછ્યું. ૪

પુછ્યું ફરી મ્હેં અનાશી મમ આત્મને જો,
પ્રશ્ન કર્યો શું તું પ્રભુની સમાન છે જો.
કલ્પનાથી અખિલ વિશ્વ ફરી આવતું જો,
અતિ ઉચ્ચ જતા આત્મ! ઇશ તુલ્ય શું જો. પુછ્યું. ૫

નથી તું નથી; છે તુજમાં જાદુ ભર્યું જો,
પાપ લજ્જા વિવિધ કષ્ટ તું મહિ કર્યું જો.
સર્વ તે ઊંડાણમાંથી હાવું ઉચરે જો,
નથી નથી અરે! આત્મ ઇશ તુલ્ય તું જો. પુછ્યું. ૬
ખરો એજ પ્રભુ! તુલ્ય બીજો કો નથી જો,
નહિ અન્ય ઇશ તુલ્ય ઈશ તે થકી જો.
નહિ–સમાનનું દરિદ્ર ભોગવે જ એ જો,
તેથી પ્રભુ તેજ પ્રભુ! તુલ્ય ના ઠરે કો. પુછ્યું. ૭

---

## અમર–અમરસિંહ.

### હરિગીત.

"કહે છે મ્હને અભિમાનથી તમ દેશનો સુતાર આ,
"નિજ યત્ર–પરશુ–ની કરે છે તે પ્રશંસાઓ મહા.
"કહે છે કુહાડી મ્હારી એ ઉપયોગી થાય ઘણી રીતે,
"વપરાશની ગણુના કરે તે વર્ણવી છે શી શી તે. ૧
"એ પ્રથમ તો નિજ કર્મમાં, ઉદ્યાનમાં પછી જાય છે,
"ને વિવિધ ફૂળ ફુલ કાપવા તૈયાર એ પછી થાય છે.
"અસ્ત્રા તરીકે નાઇને, સ્વામીની અસિ બની જાય છે,
"એવા કંઇ એ મુજ સમીપ ગુણુગાન ત્હેના ગાય છે." ૨
મ્હેં આ કહ્યું જરી હાસ્યથી ચૌહાણુ મ્હારા મિત્રને,
તે શ્રવણુ કરતાં અગ્નિ સંગથી તપ્ત જળ જેવો બને.
એ અન્તના મુજ વાકય સાથે વદન ત્હેનું ઉઘડીયું,
"હે બ્હેની! સત્ય સુતાર છે આશ્ચર્ય તુજને શું જડયું. ૩
"રે! રે! વધુ એથી પ્રતાપી વીર પહેલાં ઉપજતા,
"હમ દેશમાં રત્નો રૂપે થઇ અમરનામ મુકી જતા.
"પણુ તે સમયની હિંદ ભૂમિ કયાં? હાય હાલ શી થઇ ગઇ,
"ઓ તે વખત નવ દૃષ્ટિ આર્યાવર્તની કુંઠીત થઇ. ૪

“નવ ભરતખંડે તે સમે કંઇ વિવિધ ભાગ થઇ રહ્યા,
“ગુર્જર અરે! સૌરાષ્ટ આદિ ન ભેદ પૂર્વજ લહી ગયા.
“તે સમયમાં એ પરશુનો ઉપયોગ કેમ થયો સુણો,
“કો વીરલે, એના વડે કયમ માનવી હણ્યું તે સુણો.” ૫

હરિગીત.

હમ દેશમાં હિમગિરિ સમિપમાં એક ભાગ વિચિત્ર છે,
સો કોશ સુધી લંબાઇ સીધો ને સળંગ વહેલ છે.
તે માંહિ ન્હાનાં ગ્રામ થોડાં છે રહ્યાં અદભૂત રીતે,
વળી ગાઢ જંગલ મધ્યમાં આવી ગયાં જૂદી રીતે. ૬

જાણે નિયમથી ભાગ–એના ભાગ પાડ્યા લાગતું,
કારણ નિયમથી ગ્રામ પછી વન એક એમ જ આવતું.
વળી વન પછી છે ગ્રામ પાછું વન અને ક્રમ ચાલુ એ,
સો કોશ સર્વે એ રીતે વન ગ્રામથી ભરપૂર છે– ૭

એ સર્વ મધ્યે એક સીધો માર્ગ નજરે આવતો,
તે અન્તથી આદિ સુધી બહુ સરલ ઢબથી ચાલતો.
અતિ ગાઢને તરુવરથી પુરાં સર્વ એ જંગલ હતાં,
અતિ ત્રાસદાયક ગીચ્ચ ઝાડી બળથી ભય ઉપજાવતાં ૮

જાણે જગતનાં પાપ સર્વે રક્ષવા તેઓ ઉભાં,
નિજ તમ મહિ સંસાર તમને ગુપ્ત તે રાખી રહ્યાં.
નવ માનવીની હસ્તી કિંચિત એ સ્થળે કે દી હતી,
નવ માનુષી મતિ કોઇ રૂપમાં ત્યાં જરી પેઠી હતી. ૯

વળી ગ્રામ ન્હાનાં સર્વને વીંટાઇ તે ભય આપતાં,
એ સર્વના યમદૂત પેઠે ઝડપવા તત્પર હતાં.
નવ સ્વપ્નના પણ ખ્યાલમાં આ વર્ણ્યું કદી આવી શકે,
તદપી યથાવસ્થીત દશાએ એ બધું ત્યાંહિ ખરે. ૧૦

એ જાતના એક ગ્રામ માંહિ શરદઋતુ જામી જદા,
પુરા દમામથી અમલ નિજ ચલવી રહી એ સર્વથા.
ત્યારે પ્રભાતે સૂર્ય ઉદય થયા પહેલાં ઠંડીમાં,
એ ગ્રામ મધ્યે માર્ગ પાસે ચોકમાં કંઇ દૃશ્ય હા! ૧૧

લઈ હસ્તમાં પરશુ બિરાજ્યો અમર અમરસીંહ મધ્યમાં,
છે કાષ્ટ સ્હામું ઘાટ ઘડતો મસ્ત એ નિજ કાર્યમાં.
બળવાન બાહુ એ કરી ઉંચા અને ઘા મારતો,
નિજ બળની કાન્તિથી કરી આકર્ષતો તે લાગતો. ૧૨

ભેગાં મળ્યાં પાડોશી સર્વે કાર્ય ત્હેનું નિરખવા,
ઉભાં સહુ ત્હેને વીંટી છે ચોક ભરીયો પૂર્ણ હા!
છે હિમગિરિ અતિ સમીપમાં તેથી ઝર્યો છે હિમ જરા,
એ માર્ગપર પણ પડી અને કહે છે હમે આંહિ સુતાં. ૧૩

પણ ભાન નથી ઉદ્યોગીને શું શરદઋતુ કે હિમ શું?
છે ઉષ્ણતા નિજ હૃદયમાં તે કરનું બળ દર્શાવતું.
ને સર્વ પ્રેક્ષક સમુહ પણ છે સ્તબ્ધ ત્હેમાં કાર્યથી,
સહુ મુખ મહિથી નિકળતો ધૂમ શરદના પ્રાસાદથી. ૧૪

એ શાન્તિમાં ભંગાણ પડયું સ્વર આવીયો કંઇ દૂરથી,
"શું રથ! અરે આ સમય કયાંથી?" પ્રશ્ન ચાલ્યા શૂરથી.
એ ક્ષણ મહિં રથ ખેંચનારો અશ્વ દૃષ્ટિ એ થયો,
આવેશથી એ દોડતાં રથ સાથ માર્ગ પરે પડ્યો. ૧૫

જનસમૂહ મધ્યે આણી રથને અભય જાણે એ બન્યો,
બનતાંની સાથે પ્રાણ હય તે છોડીને ચાલ્યો ગયો.
"શું! રથ કિશોર તણો શું આ કિશોર રથમાં નવ મળે!
શું બાળ ત્રણ પણ માંહિના! શું પત્ની એકલી છે અરે! ૧૬

## દ્રુત વિલંબીત.

"શબ અરે શબ એ પણ હાય છે!
"સમજ કાંઇ ન-શું બનીયું-પડે"
સકળ પ્રેક્ષકના મુખ માંહિના,
નીકળીયાં વચનો દુઃખથી ભર્યાં. ૧૭

* * * * * * * અપૂર્ણ.

તા૦ ૨૫-૧૦-૧૦

---

## અંત્યજ નમ્બી.

એક અદ્ભૂત દ્રાવીડીયન વીણા વગાડનાર પોતે સુરો મેળવી સ્વાભાવિક રીતે એક નવીન અપૂર્વ અમાનુષી દીવ્ય રાગ વગાડ્યા પછી.

### લાવણ્ય મયી.

(અરુણ તરુણ આ ઉદય થયો-એ રાગ.)

મુજ આજ્ઞાને અનુસરીને હા! આ મુજ સુન્દર વાદ્ય,
દરેક સુર અદ્ભૂત મેળવીને, કરે અપૂર્વ જ રાગ.
રાગ અલૌકિક પુરો. ૧
એ નિજહારક શક્તિવડે આકર્ષી શકયો છે સર્વ,
શબ્દ તણા સેવક સહુને એ સંગી કરે વિણ ગર્વ.
રાગ અલૌકિક પુરો. ૨
પ્રભુના નામથી ભક્ત સુદામે સ્પૃહા કરી પ્રિય કાજ,
અશકય જેવી રીતે કરાવ્યું તેવું કરે આ આજ.
વાદ્ય મધુરું મ્હારું. ૩
ભક્ત તણી ઇચ્છા સ્પર્શ નથી સ્વર્ગથી સહસ દેવ,
તલથી દાનવ, ભૂમિથી મૉનવ ધસ્યાં થયું જ તદેવ.
રાગની અસરો દૈવી. ૪

વિશ્વ તણાં સર્વે ચેતનનો તલની પ્રજા તમામ,
સ્વર્ગ અને વૈકુંઠ સુધી સહુ ગરજ્યાં કરવા કામ;
પ્રભુ જનનું બળ એવું. ૫

તે રાત્રે જયમ ગાજ્યું ત્રિભુવન મહેલ થતાં તૈયાર,
તેમ ગાજ્યું મુજ સુરના સ્પર્શે દૃશ્ય અદૃશ્ય અપાર;
રાગ અલૌકિક પુરો. ૬

એ મહાલયની તુલના કરતો મુજ મહેલ રૂપી રાગ,
અદ્દભૂત અસર કરી છે તેણે ગ્રહી અગ્રાહ્ય જ આજ;
રાગ અલૌકિક પુરો. ૭

હરિગીત.

ટકશે અહા! ટકશે નકી એ, ભક્ત મહાલય જેમ રે!
ટકશે જ મ્હારો મહેલ સુન્દર જે ઘડ્યો છે તેમ રે!
મુજ મહેલ હા! જે છે બન્યો મુજ વાદ્ય સુરની શક્તિથી,
મમ સુર સમુહે જે બનાવ્યો ત્વરિતને અતિ યત્નથી. ૮

હા એક સુરને સર્વ સુર, કેવા મદદમાં આવતા,
ને ત્યાંથી પાછા છુટી પાછા એક તાનથી લાગતા.
નિજ સ્વામીની કીર્તિની વૃદ્ધિ કાજ શા ઉત્સાહી તે,
મુજ સુર ખરે! મુજ કાજ! કેવા ખંતથી કામે ચ્હડે. ૯

કો એક નીકળીને જુદો પાતાળ લગી નીચો પડે,
ને ત્યાંની ભૂમિને કાર્ય કાજે શુદ્ધ સ્વચ્છ કરે બળે.
ત્યાંથી વળી તે આવી ઉંચે દૃશ્ય થાતો. તો મ્હને,
નિશ્ચિત પાયો ભુવનનો મુજ કાજ નાંખ્યો તે કહે. ૧૦

અલબેલી રે અંબે માત—એ રાગ.

વળી ઉપર ચ્હડીને અન્ય, ફરતો દેખાતો,
અહા એક પછી રે એક સંગ મળે જાતો.

સંગ એક પણ મુકુટ ભિન્ન સહુ સર્વે મ્હારે કાજરે,
રચતા સુવર્ણ મહાલય મ્હોટો દર્પણ તુલ્ય પ્રકાશ.
સહુ મ્હારે કાજે. ૧૧

આતુરતાથી કામ કરીને મરણ શરણ સહુ થાતારે,
એક પછી બીજો એ રીતે આવી ચાલ્યા જાતા
સહુ મ્હારે કાજે. ૧૨

અન્તે જેમ શ્રી રંગધામમાં ઉત્સવની રાત્રીએરે,
ગોપુર સર્વે દીપે દીપી નગર પ્રદીપ્ત કરે છે.
તે સમ આ બનીયું. ૧૩

ને આ રીત મુજ સુરની શોભા ઉચ્ચ ઉચ્ચ યશ શૃંગેરે,
પહોંચી; ને ત્યાં દૃશ્ય થઇ મુજ આત્મની આશા સર્વે.
સહુ મ્હારે કાજે. ૧૪

## હરિગીત.

શું દૃશ્ય! ના! ના! અર્ધ પણ નહિ ભાવિમાં નથી એ લખ્યું,
માનવ મહિં જન્મી અને સહુ પૂર્ણ ક્યાંથી દેખવું!
કિન્તુ મ્હને બદલો મળ્યો કુદરત તરફથી હા! ખરે!
એ પણ બની જાગૃત મ્હારા જેવી કો વૃત્તિ વડે. ૧૫

ને દીપ્ત આકાશે ઉતરવા ભૂમિને મળવા ચહ્યું,
ભૂએ તદા નભ તોળવા ઉન્માદી હું ત્હેને કહ્યું.
આશ્ચર્ય ભૂત ચીજો બની, નિરખી રહી મુજ સંગતે,
શું વર્ણું એ આનંદ દૈવી દેખીયો મ્હેં એકલે. ૧૬

સર્વે ગ્રહો નક્ષત્ર તારા સ્વસ્થળે આવી ઉભાં,
એ તેજના ગોળા બધા, તેજસ્વીના ઝાંખા થયા.
વળી મંદ નહિ; કારણ ભૂમિએ ગગન પ્રાપ્ત કર્યું હતું,
ને તે થકી નહિ, બે મહિં કશું દૂર સમિપ રહ્યું હતું. ૧૭

## લાવણ્ય મયી.

ના એથી પણ વધુ માત્ર નહિ તેજ સમુહ જ ત્યાંહિ,
જનસમૂહ સામાન્ય સર્વ પણ ધસી આવ્યો' તો ત્યાંહિ.
હતી એ રાગની અસરો. ૧૮

વળી હજી જે આત્માઓ નથી જન્મ્યા આ જગમાંહિ,
જન્મ સમયના સમયની જોતા રાહ ધસ્યા તે ત્યાંહિ;
રાગ અલૌકિક પુરો. ૧૯

ઇશ સંકલ્પ રૂપી વાયુથી ઉડવાના તે સર્વ,
ભવિષ્યમાં, પણ હાલ મળ્યા, સહુ પ્રિય સ્થળમાં વિણુ ગર્વ;
રાગની અસરો દૈવી. ૨૦

વળી અન્ય જીવો જે સઘળા ત્યાગી ગયા છે દેહ,
તે પાછા ફરી જુના જગતમાં આવ્યા ધરીને નેહ.
રાગની એ સહુ અસરો. ૨૧

જગત જુનું પણ નવા રૂપમાં નવિન પ્રકાશીત વિશ્વ,
ગત જીવોના નિજ ધામો સહ તુલના કરતું ખચીત;
રાગથી દિવ્ય બનેલું. ૨૨

જે કો કાળ બન્યું નહોતું તે બન્યું પૂર્ણ હા આજ,
અને બન્યું જે તે તો નક્કી નિત્ય રહેશે ખાસ;
રાગ અલૌકિક મ્હારો. ૨૩

અને–અને–વર્તમાનમાં પણ સુખ એ અનુભવાય,
કારણુ હું પણ પૂર્ણ બન્યો છું પૂર્ણ ખરે! જગરાય!
રાગની દિવ્ય અસરથી. ૨૪

## હરિગીત.

મુજ આત્મની ઇચ્છા વડે સ્વર સમૂહ વાદ્યથી નિકળ્યો,
મુજ વાદ્યના સહુ સુર દ્વારા મધુર રવી રાગે બન્યો.

મમ આત્મની રશ્મિ બની ત્યાં સરિત રૂપે વહી અને
એ રશ્મિની ઇચ્છા થકી આ દિવ્ય રાગ પુરો બને. ૨૫

હા ! સર્વ મુજને વાદ્ય મુજથી દૈવી આ બનીયું નકી,
કારણ વિચારો! અન્ય સર્વે શક્તિઓ શું આ સમી?
યદિ ચિત્રકાર હું હોત તો મુજ ચિત્ર દશ્ય થતે મ્હને,
ને જે અલૌકિક હર્ષ અદભૂત સુખવડે તે શું હતે? ૨૬

લેખક કવિ જો હોત હું તો-તોય શું પરિણામ રે!
તે પણ-જણાતાં કારણોથી કાર્ય બનતું નીહાળતે.
સૌંદર્યની ખુબી શું? અને શી રીતથી? જાણે જનો,
કાવ્યો કથાઓ કેમ ઉપજે તે સહુ સમજી શકો. ૨૭

કિન્તુ બધી એવી કળાઓ માનવી વશની થઇ,
તેમાં યોજીત નિયમને તાબે થઈ સર્વે રહી.
કવિ ચિત્રકારો ગર્વ ધારે એ કળા વન્તા થઇ,
પણ વ્યર્થ એ-કારણ પ્રભુની શક્તિ મુજ કાર્યે રહી. ૨૮

* * * * * * * * અપૂર્ણ.

